# હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ.

( અંગ્રેજી ઉપરથી )

બનાવનાર

ગોકળદાસ વિઠલદાસ મોદી.

બીજી આવૃત્તિ





મુંબઈ.

ગણપત કૃષ્ણાજીના છાપખાનાના માલિક

આતમારામ કાન્હોબાએ છાપ્યું.

સન ૧૮૮૦



કીંમત આઠ આના.

મુંબઈમાં—ગોપાળ નારાયણની કે દામોદરદાસ ઇશ્વરદાસની દુકાને મળશે.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૨ જું.

પાનું.





# हिंदुस्तानना इतिहासनो संक्षेप

## प्रारंभ विवेचन.

## હિંદુસ્તાનનું ભૂમિસ્થળ.

---

**બ્રિટિશ હિંદુસ્તાન**—ગંગાનદીની પૂર્વે આવેલા **સમુદ્રકાંઠાના** ચાર પ્રાંત (આસામ, આરાકાનં, પેગૂ અને ટીનાસરિમ), જેને **બ્રિટિશબ્રહ્મા** કહેછે, તે બાદ કરતાં, ૮°–૩૫° ઉત્તર અક્ષાંશ અને ૬૬°–૯૨° પૂર્વ રેખાંશની વચ્ચે આવેછે.

## हिंदुस्ताननो विस्तार.

કન્યા કુમારિ ભૂશિરથી તે પંજાબની ઉત્તર સીમા સુધી, એની ઘણામાં ઘણી લંબાઈ, ૧૮૦૦ મૈલ, અને કરાંચીથી તે બંગાળાના પૂર્વ છેડા સુધી, એની પહોળાઈ, ૧૫૦૦ મૈલ, ગણવામાં આવેછે. એનું ક્ષેત્રફળ ૧૪૦૦૦૦૦ ચોરસ મૈલ, અને તેમાં આશરે ૧૮૦૦૦૦૦૦૦ (અરાડક્રોડ) ની વસ્તીછે.

## एनुं स्वरूप.

હિંદુસ્તાનના બે મોટા ભાગ વિંધ્યાચળ પર્વતથી થાયછેઃ ઉત્તરમાં હિંદુસ્તાન, અને દક્ષિણમાં દક્ષણ અથવા દક્ષણ હિંદુસ્તાન. પેહેલામાં બે વિશાળ પ્રદેશ આવેલાછે, તેમાં બે મોટી નદીઓનો પ્રવાહ છેઃ **ગંગા** પૂર્વમાં, અને **સિંધુ** તથા એને મળનારી પાંચ નદીઓ જેને "પંજાબ" કહેછે, તે પશ્ચિમમાં, વેહેછે. દક્ષણ, એ વિસ્તીર્ણ ઊંચ પ્રદેશ, પૂર્વ અને પશ્ચિમ ઘાટની વચ્ચે આવેલોછે; એ બંને ઘાટ દક્ષિણમાં **નીલગિરીના** ડુંગરોથી જોડાઈ જાયછે. મુખ્ય નદીઓ **ગોદાવરી**, **કૃષ્ણા**, **પનાર**, અને **કાવેરી** એ પૂર્વ તરફ વેહેછે, અને **નર્મદા** તથા **તાપી** પશ્ચિમ તરફ વહીને **ખંભાતના** અખાતને મળેછે.

## मूळ रेहेवासी.

હિંદુસ્તાનના મૂળ રેહેવાસી વિષે માનવાજોગ કંઈપણ નિશ્ચય થઈ શકતો નથી. એમના ઇતિહાસના લેખ ધર્મની કથાઓથી ભરેલાછે. એમ છતાં, એટલું તો ચોકસ લાગેછે, કે જે લોક હાલ માત્ર પાહાડોમાંજ દીઠામાં આવેછે તે મૂળ વતની છે; તેઓ સપાટ દેશના હાલના રેહેવાસીઓથી, દેખાવમાં, ભાષામાં, અને રીતભાતમાં તદન જુદા પડેછે; અને પાછળ કહેલા જે આવી વસી દેશના ધણી થયાછે, તેઓએ તેમને પાહાડોની ગુફાઓમાં હાંકી મુકયા હોય એમ જણાયછે.

## हिंदुना केवीरीते वर्ग करेलाछे ते.

**મનુસ્મૃતિ**—શાસ્ત્ર (કાયદા) અને શીખામણનો આ સંગ્રહ ઈ० સ० પેહેલાં આશરે ૯०० વરસ ઉપર રચાયલો કેહેવાયછે. એમાં હિંદુના ચાર વર્ગ અથવા જાત બાંધેલીછે:—

१ બ્રાહ્મણ અથવા ધર્માધ્યક્ષ. २ ક્ષત્રી અથવા લશ્કરી વર્ગ.
३ વૈશ્ય અથવા ખેતી કે વેપાર કરનાર. ४ શૂદ્ર અથવા દાસત્વ કરનાર.

**પેરિઅસ**—એ વર્ગ કોઈપણ જાતમાં નથી, અને સર્વથી અધમ ગણાયછે. પેહેલા ત્રણ વર્ગના લોકને દ્વિજ કહેછે, અને તેમને વિશેષ હક આપેલાછે. શૂદ્ર એ જીતાયલા અને દાસત્વ પામેલા લોકના વંશજ હોય એમ દેખાયછે.

## हिंदुना गुण दोष.

બંગાળી નિર્બળ અને બાયલાછે; રજપુત શૂરા અને મર્દઆલમ; મરેઠા પ્રપંચી અને ઠગ; અને મદ્રાસના તામિલ લોક પ્રમાણિક તથા કૃતઘ્ન છે. સામાન્ય રીતે બોલતાં, હિંદુ, જોકે ચાલચલણમાં સુજન, ખાવાપીવા અને ઓઢવા પહેરવામાં સાદા, અને સગાંસ્નેહીપર હેત વહાલ રાખનારાછે, તોપણ તેમનામાં બીકણપણું, અસત્યતા, આળસુપણું, અને વિવાદબુદ્ધિ એ અતિ સાધારણ અવગુણોછે.

# एमनो पुरातन इतिहास.

હિંદુસ્તાનના પ્રાચિન ઇતિહાસ વિષે માહિતી ઘણીજ થોડી મળેછે, અને તે પણ કલ્પિત વાતોથી મિશ્ર થઈગએલીછે. હિંદુ ગ્રંથકારો નીચેનાં રાજ્યનું વર્ણન કરેછે.

## उत्तर हिंदुस्तानमां.

**અયોધ્યા**—એ જુનામાં જુનું શેહેર, એમાં **સૂર્ય** અને **ચંદ્ર**, એ બે વંશના રાજાઓએ રાજ્ય કર્યું. ઇતિહાસમાં નોંધવાજોગ સૌથી પેહેલા હિંદુરાજા **રામ** થયા, એ ઘણા શૂરા અને પરાક્રમી હતા; એમના મરણ પછી હિંદુઓએ એમને દેવમાં ગણ્યા.

**હસ્તિનાપૂર**—(દિલ્હી પાસે) એમાં **પાંડવ** રાજ્ય કરતા હતા, **તેમણે** પોતાના ભાઈ **કૌરવ** ઉપર જય મેળવ્યો.

**ગુજરાતમાં**, કૃષ્ણે રાજ્ય ચલાવ્યું.

**મગધ**, (ઘણોખરો હાલનો બહાર પ્રાંત) અને એનું રાજધાની શેહેર **પાટલીપુર** (પાલીબોથ્રા) ત્યાં ઈ૦ સ૦ પેહેલાં ૩૧૨ વરસ ઉપર, **ચંદ્રગુપ્ત** નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજ્ય ઈ૦ સ૦ ની પાંચમી સદી લગી એના વંશજોના હાથમાં હતું.

**માળવામાં**, ન્યાયી અને વિદ્વાન રાજા **વિક્રમાર્કે** રાજ્ય કર્યું, એના વખતથી ઉત્તર હિંદુસ્તાનના લોક પોતાનો શક (સંવત) ગણેછે. (ઈ૦ સ૦ પેહેલાં ૫૬). **ભોજરાજા** ઈ૦ સ૦ ની અગીયારમી સદીમાં થયો.

## दक्षिण हिंदुस्तानमां.

**પાંડય** (હાલ તિનાવલિ) ની રાજધાની મદુરામાં હતી; (ઈ૦ સ૦ પેહેલાં **આશરે** ૪૫૦).

**ચોળા** (અથવા તામિરલોકનો દેશ) એની રાજગાદી કંજીવરામમાં હતી.

**ત્રાવણકોર** અને **મલબારમાં ચેરા** નામે રાજાનો વંશ રાજ્ય કરતો હતો.

**તૈલંગણમાં રાજ્ય ચલાવ્યું તે રાજાનાં નામ અપ્રસિદ્ધ છે.**

મહારાષ્ટ્રદેશમાં, ઈ૦ સ૦ પછી ૭૭ વર્ષે શાલિવાહન નામે રાજા થયો, એના નામથી હિંદુ શક ચાલેછે. રજપુતનું પ્રાબલ્ય ઈ૦ સનની દશમી સદીના આરંભે થયું—સતી અને સ્ત્રીબાળહત્યા કરવાનો ચાલ તેઓમાં ઘણો હતો.

# मुसलमानी राज्य

## पेहेलां

## परदेशी हूमला.

ઇરાનના દારા ( ડરાયસ ) રાજાએ હૂમલો કરી સિંધુનદીના કાંઠાપરના દેશ જીતી લીધા, પણ એ રેતીના મોટા મેદાનથી આગળ આવ્યો નહી. (ઈ૦ સ૦ પેહેલાં ૫૦૮ )

**મહાનસિકંદરે** ( અલેકઝાન્ડર ધી ગ્રેટ ) **પંજાબ** જીત્યું, અને **પોરસ** રાજાનો પરાભવ કરીને એ **સતલજ** નદી લગી આવ્યો ( ઈ૦ સ૦ પેહેલાં ૩૨૮ ).

**સેલ્યુકસ—સિકંદરના બાકત્રિઆ** અને હિંદુસ્તાનમાંના રાજ્યનો વારસ થયો, પછી એણે **મગધના** રાજા **ચંદ્રગુપ્ત** સાથે **સંધિ** કરી. **બાકત્રિઆ** કેટલેક વર્ષે સ્વતંત્ર થયું.

મુસલમાની ધર્મની ઉત્પત્તિ—મુસલમાની ધર્મ મુળ આરબસ્તાનમાં પ્રગટ થયો. એનો પેગંબર હજરત મહમદ (ઈ. સન ૫૬૯ માં) મક્કામાં એક આરબને પેટે જન્મ્યો હતો. એણે પોતાની ઉમરના ૪૦ મે વર્ષે (સન ૬૦૯ માં) ત્યાના લોકમાં બોધ કરી પોતાનું મત ચાલવવા માંડયું. લોકો નવું મત ચલાવનારની સામે થતાજ આવ્યા છે, તેમ તે એમની સામે પણ થયા. અને તેમનામાંના કેટલાક જણે એમને મારી નાંખવા વટીક પણ વિચાર કરયો. આ વાત જણા-યાથી પેગંબર ત્યાંથી મદીને જતા રહ્યા (ઈ. સન ૬૨૨ તા. ૨૨ મી જુલાઇ). આ વખતથી મુસલ-માન લોકનો શક "હીજરી" ગણાવા લાગ્યો. મદીનામાં પેગંબર સાહેબને લોકોએ આદરમાન આપ્યું, અને પોતે ત્યાં એકદમ ધર્માધ્યક્ષ તથા રાજાનાં કામ કરવા મંડયા. લોકને એકજ દેવને માનતાં શીખવ્યું. એમના મતનું મુળ ધોરણ અને મુખ્ય સિધ્ધાંત એ હતો કે, "**ला इलाह इल्लाल्लाह मुहम्मदुर्रसूलुल्लाह**". એટલે કે, પરમેશ્વર વગર અન્ય પરમેશ્વર નથી, મતલબ કે, પરમેશ્વર એકજ છે, અને તેનો પેગંબર મહમદ છે. પેગંબર સાહેબે મુર્તિઓ વગેરે ગ્રહ, તારા અને

નક્ષત્રો પુંજવાની મના કરી, બધા મુસલમાનને ભાઇ ગણવાને તથા ધર્મનો ફેલાવો કરવાને ફરમાવ્યું. આ નવા મતને રાજબળથી તોડી પાડવાને સામા પક્ષવાળાઓએ પ્રયત્ન કર્યો, પરંતુ પેગંબર અને એમના પંથીઓ તેમની સામે લડયા, તેમાં એમને જય મળયો. પેગંબરની બુદ્ધિબળ, ઉત્સાહ ઉલટ અને આગ્રહ આગળ તેમનું કંઇ ચાલયું નહી, અને દીનપરદીન મુસલમાનની સંખ્યામાં ઉમેરો થતો જઈ, એમના પંથનું પ્રાબલ્ય વધતું ગયું. બીજાને મુસલમાની ધર્મમાં લાવવામાં મોટું પુન્યછે, અને ધર્મને માટે લડાઇમાં મરે તેને સ્વર્ગ મળે, એવું ફરમાન હોવાથી, એ ધર્મ એક સપાટાની સાથે આખા આરબસ્તાનમાં પ્રસરી ગયો, રાજા અને લોક ઉતાવળે પેગંબરને તાબે થયા, અને પોતાના ધર્મનો ફેલાવો બધી દુનીયામાં કરવા ઉલટથી બહાર પડયા. મહમદ ઈ. સત ૬૩૨ માં, ૬૩ વરસની ઉમરે મદીનામાં મરણ પાંમ્યા. એમની પાછળ એમની ગાદીએ એક પછી એક એમના શિષ્યો બેઠા તેઓ ખલીફ કહેવાતા ; તેઓ પણ તેમના પેગંબરના જેવાજ ગુણના હતા.

# प्रकरण १ लुं.

## मुसलमानी राज्य

अथवा

## मुसलमान राजाओना वंशनी कारकीर्दि.

### ઈ૦ સન ૧૦૦૧ થી ઈ૦ સન ૧૭૪૪ સુધી.

**મહમદ**ના પંથીઓએ, ઈરાન જીતી તેને આરબરાજ્ય સાથે જોડી દીધા પછી, ( ૬૩૨ માં ), પોતાની સત્તા પૂર્વમાં ફેલાવવાનો વિચાર કર્યો. તેઓ તેમના પેગમ્બરની નશિયતોપર ચુસ્ત રહ્યા; રાજ્યાધિકાર અથવા લૂટ મેળવવાના ચડસથી, કીર્ત્તિ ફેલાવવાની તૃષ્ણાથી, અને તે સાથે સ્વર્ગ પામવાની પૂર્ણ આશા, તેથી તેઓ એકદમ અંધાધુંધ બન્યા, અને જીતવું કે મરવું નક્કી કરી આગળ ધસ્યા. હિંદુસ્તાનનો બહોળો વિસ્તાર અને પંકાતો વૈભવ, એ તેમને લલચાવાને મજબૂત કારણ હતું.

૬૬૪ માં, આરબફોજની એક ટુકડીએ કાબુલમાંતો પ્રવેશ કર્યો હતો.

**સિંધ** મહમદ કાસિમે જીતી લીધું હતું, પણ એના ઉતરાધિકારીઓને રજપુતોએ વળી પાછા હાંકી મુકયા હતા, એટલામાં પંજાબના ઉત્તરે ગિઝની વંશનું રાજ્ય સત્તામાં આવ્યું.

મહમદ કાસિમ ચઢાઈ કરીને સિંધ ઉપર આવ્યો, તે વખતે સિંધમાં દાહિર નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો, તેની રાજધાની દેવલનગર (હાલ કરાંચી) હતું. મહમદ કાસિમે ઈરાન તથા

બલુચિસ્તાનને રસ્તે આવી સિંધમાં પ્રવેશ કરયો, દેવલનગર લુટયું અને ત્યાંની વસ્તીને કતલ કરી ભારે ચકરાવો કાઢી નાખ્યો. ભારે જુદ્ધ થયું, તેમાં દાહીર રાજા પડયો, અને મહમદ કાસિમે આખું સિંધ અને તેની આસપાસનો મુલક જીતી લઈ દેશના બુરા હાલ કર્યા. પણ પરમેશ્વરે એને એની કરણીનો બદલો ઉતાવળે આપ્યો. જે હાકેમે એને સેના આપી મોકલ્યો હતો તે હાકેમ મરી ગયો અને તેના ઉતરાધિકારીએ એને અધિકારપરથી દુર કરી રીબાવીને મારી નંખાવ્યો.

**ગિઝની વંશની સ્થાપના અને ચઢતી**—ઈ૦ સનની દસમી સદીના પ્રારંભમાં સેમેનીસ નામની ઓલાદના સુલતાનો બુખારામાં રાજય કરતા હતા, તેમાંના કોઈ સુલતાનના અલપ્તગીન નામના એક ગુલામ સરદારે ઈ૦ સન ૯૬૨ ને સુમારે અફગાનિસ્તાનમાં આવી ગિઝનીમાં સ્વતંત્ર રાજય સ્થાપ્યું હતું. અલપ્તગીનની પાછળ એના રાજનો ધણી એનો ગુલામ અને જમાઇ સબક્તગીન થયો. ( ઈ૦ સન ૯૭૭ ), તેણે બલુચિસ્તાન અને તુર્કસ્થાનનાં રાજય અફગાનિસ્તાન સાથે જોડી નાંખી, રાજયની હદ બુખારેથી ઈરાની અખાત લગી અને સુલેમાન પહાડોથી ઈરાન સુધી વધારી દીધી.

હિંદુ ધર્મના કટ્ટા વેરી મુસલમાન તે લોકનું આવું જબરૂ રાજય હિંદુસ્તાનના થડમાં થયુ, તે જોઈ હિંદુસ્તાનના રાજાઓના મનમાં ભારે ચીંતા પેઠી. અને તેમણે જીતવા માટે વિચાર કરયો. લાહોરના જયપાળ રાજાએ પેસાવર આગળ સબકતગીનના લશ્કર ઉપર હૂમલો કરયો. પરંતુ જય થયો નહીં, અને હાર ખાઈ પાછુ આવવું પડયું. આ ઉપરથી હિંદુ લશ્કરની નબળાઈ મુસલમાન જાણી ગયા, અને સબકતગીન ઉલટો વેર લેવા પંજાબ ઉપર ચઢાઇ કરીને આવ્યો, જયપાલ, અને એની મદદે આવેલા દીલ્હી, અજમેર, કલીંજર અને કનોજના લશ્કરનો પરાભવ કર્યો, ને ભારે લુટ તથા ખજાનો લઈ પાછો ગયો. સબકતગીન ઈ૦ સન ૯૯૬ માં મરણ પામ્યો. તેની પાછળ તેનો છોકરો મહમુદ ગાદીએ બેઠો, ( ઈ૦ સ૦ ૯૯૭ ).

**મહમુદ ગિઝનવી**—એ રણશૂર અને અસ્વસ્થ સ્વભાવના સરદારે હિંદુસ્તાનના પાસપાસેના પ્રાંતો ઉપર બાર સ્વારીઓ કરી, અને તે દરેકની અંતે પુષ્કળ લૂટ લઈ, પાછો ગિઝની ગયો. છેલ્લી સ્વારીમાં, સોમનાથનું કિલ્લાબંધ નગર અને તવંગર દેહેરૂં, હિંદુ મરણીયા થઈ સામે લડયા છતાં, એણે જીતી હસ્તગત કર્યું. પછી ગુજરાત પ્રાંત ઉપર નવો રાજા નિમીને, એ ગિઝની જવા રસ્તે પડયો, પણ તે રસ્તો અજમેરનો રાજા રોકી બેઠો હતો, એ જોઈ એને એક નવે રસ્તે ( સિંધના રણને રસ્તે ) ફંટાવું પડ્યું ; તે રસ્તે લગભગ એના આખા લશ્કરનો નાશ થયો.

૧૦૦૧

૧૦૨૪

પેહેલી સ્વારી એણે સન ૧૦૦૧ માં, દસ હજાર વીણી કાઢેલા સ્વાર લઈ લાહોરના જયપાળ રાજા ઉપર કરી ; જયપાળને પેસાવર આગળ હરાવીને પકડ્યો અને ખંડણી આપવી કબુલ કરી ત્યારે છોડી મુકયો.

જયપાળ, આ હારનું અપમાન સહન ના થયાથી, ટીલાટ કુંવર અનંગપાળને ગાદીએ બેસાડી બળી મુઓ.

બીજી સ્વારી સન ૧૦૦૪ માં, ભાટીઆના રાજા ઉપર કરીને તેનો મુલતાન આગળ પરાજય કર્યો; એ રાજા ખંડણી અટકાવી બેઠો હતો.

સન ૧૦૦૫ માં, ત્રીજી સ્વારી કરીને એણે મુલતાનના સરદાર અબદુલ ફાતલોદીને વશ કરયો; એ જાતે મુસલમાન હતો એમ છતાં, એની સામે થઈ, લાહોરના અનંગપાળ રાજાનો મળતીઓ થઈ ગયો હતો.

સન ૧૦૦૮ માં, એ ચોથીવાર ચઢાઈ કરીને આવ્યો, ત્યારે એણે વેહિંદગઢ આગળ, એકસંપી રજપુત રાજાઓના મોટા લશ્કરને સૈન્યાભંગ કરીને, અનંગપાળનો પરાજય કર્યો, અને ત્યાંથી જઈ નગરકોટનું દહેર લુટયું. એમ કહેછે કે, મોટા મોટા રાજાઓના જામદારખાનામાંથી ના નીકળે એટલો પૈસો, સોનું અને ઝવાહીર અહીંથી નીકલ્યાં તે એ ગિઝની લઈ ગયો.

સન ૧૦૧૦ માં, પાંચમી સ્વારી કરી મુલતાન જીતી લીધું, અને અબદુલ ફાતલોદીને કેદ કરી ગિઝની લેઈ ગયો.

સન ૧૦૧૧ માં, છઠીવાર આવીને એણે સ્થાનેસ્વરનું મંદીર લુટયું; ત્યાંની બધી મુર્તિઓ ભાંગીને તોડીનાખી, ને હજારો હિંદુઓને કેદ કરી લેઈ ગયો.

ત્યાર પછી સન ૧૦૧૪ તથા ૧૫ માં, બે સ્વારીઓ (સાતમી—આઠમી) કાશ્મીર ઉપર કરી, પણ તેમાં તો એને માર ખાઈ પાછાં જવું પડયું.

સન ૧૦૧૯ માં, એ નવમીવાર એક લાખ સ્વાર અને વીસ હજાર પાયદલ લઈ કનોજ ઉપર ચઢી આવ્યો, પણ ત્યાંનો રાજા એની સામે ના થતાં એને શરણે ગયો અને દ્રવ્ય આપી એને ખુશ કર્યો, તેથી ત્યાં કંઇ ઊપદ્રવ કરયો નહીં, પણ ત્યાંથી મથુરાં ગયો, અને ત્યાં વીસ દીવસ પડાવ નાંખી, એ નગર લુટયું, તથા મુર્તિઓ ભાંગી, અને હજારો હિંદુને પકડી ગુલામ કર્યા.

દસમી તથા અગીઆરમી સ્વારી ૧૦૨૨—૨૩ માં એણે કલિંજરના રાજા ઉપર કરી. આ વખતે લાહોરમાં અનંગપાળનો છોકરો જયપાળ બીજો ગાદી ઉપર હતો, તેણે મહમુદની સામે કલીંજરના રાજાને મદદ કરી, તેથી મહમુદે પંજાબ એની પાસેથી લઈને ખાલસા કરયું.

સન૧૦૨૪માં બારમી સ્વારી ગુજરાતમાં સોરઠીસોમનાથ પર કરી (ગુજરાતના ઈતિહાશમાં જુઓ).

મહમુદ, બારમી સ્વારીમાંથી ગયા પછી, ઈરાન જીતી, સન ૧૦૩૦ માં ૬૩ વરસની ઉંમરે ગિઝનીમાં મરણ પાંમ્યો.

**ગિઝની વંશની પડતી તથા ક્ષય**—મહમુદની પછી એના વંશજોએ પંજાબ ઉપર ૧૫૦ કરતાં વધારે વરસ લગી રાજ્ય કરયું, પરંતુ ગિઝનીની ગાદી તો તેમના હાથમાંથી તે પેહેલાં લાંબા વખતથી ગઈ હતી. મહમુદની પછી ગિઝનીની ગાદીએ તેના વંશજો આવ્યા, તેમના વખતમાં જનાનાંની ખટપટ અને ચડસા ચડસી વધ્યાં, રાજ્યનો પાયો નબળો પડયો, પ્રાંત પછી પ્રાંત ગયા, અને પંજાબ માત્ર તેમના તાબામાં રહ્યું. એના વંશમાં ગિઝનીની ગાદીએ છેલ્લો બાદશાહ બહેરામ થયો, તેને ગિઝની તથા હેરાટની વચ્ચે આવેલા પાહાડી ઘોર પ્રાંતના અફગાન સરદારો સાથે અણબનાવ થયો, તેમાંથી લડાઈ સળગી, અને તેમના સરદાર અલાઉદ્દીને ગિઝની જીતી લઈ બાળી નાંખ્યું. બહેરામ પંજાબમાં આવવા નીકળી નાઠો, પણ રસ્તામાંજ મરણ પામ્યો. તેના છોકરા ખુશરૂએ

પંજાબમાં આવી રાજ્ય કરયું, તેની પાછળ તેનો છોકરો ખુશરૂમલેક થયો, તેને મહમદઘોરીએ પકડી લઈ મારી નાખ્યો, ને તે સાથે ગિઝની વંશની સમાપ્તી થઈ (૧૧૮૬).

**મહમદ ઘોરી**—હિંદુકુશપર્વત ઉપરના અફગાન કુટુંબનો હતો. એણે ગિઝની જીત્યું, તે વંશના છેલ્લા બાદશાહાને મારી નાંખીને હિંદુસ્તાનમાં પ્રવેશ કર્યો, અને દીલ્હી તથા અજમેર જીતી લીધાં. નવ સ્વારીઓ કરી પુષ્કળ દોલત મેળવ્યા પછી સ્વદેશ જતાં રસ્તામાં (એના કુટુંબના જૂના શત્રૂએ) એને ઠાર માર્યો.

૧૧૭૬ ૧૧૯૪ ૧૨૦૬

મહમદ ઘોરી જ્યારે સન ૧૧૯૧ માં પ્રથમ સ્વારી કરીને દીલ્હી ઉપર આવ્યો, ત્યારે તેને અજમેરના રાજા સોમેશ્વરના કુંવર પૃથુરાજે પાણીપતના મેદાનમાં હરાવી નસાડી મુકયો હતો. પૃથુરાજ મહા શુરવીર ચતુર રાજા હતો. રજપુત રાજાઓ આગળથી સમજીને સંપથી ચાલ્યા હોત, અને માંહોમાંહે લડી મરી નબળા પડી ગયા નાહોત, તો હિંદુસ્તાનનું રાજ્ય મુસલમાનના હાથમાં એ વખતે ગયુ નાહોત, મહમદ ઘોરીના આવતા પહેલાં થોડીવાર ઉપર, હિંદુસ્તાનમાં રજપુતનાં ચાર મોટાં રાજ્ય હતાં—દીલ્હીમાં તુવાર જાતના રજપુત રાજાઓ રાજ્ય કરતા હતા, અજમેરમાં ચોહાણ જાતના, કનોજમાં રાઠોડ, અને ગુજરાતમાં વાઘેલા વંશના રજપુત રાજાઓનું રાજ્ય હતું. એમાંથી દીલ્હીનો તુવાર રાજા અપુત્ર હતો, તેથી તેણે પોતાનો દોહીતર, અજમેરના રાજાનો કુવર પૃથુરાજ, તેને દત કરી લીધો, એ ઉપરથી પૃથુરાજ અજમેર અને દીલ્હીના આખા રાજ્યનો ધણી થયો. તે જોઈ કનોજના રાજાના કુંવર જયચંદને, (એ દીલ્હીના તુવાર રાજાની બીજી કુંવરીનો કુંવર હતો) અદેખાઈ આવી, અને તેણે પોતાના મસીઆઈભાઈ પૃથુરાજ સાથે લડાઈ જોડી, તેમાં બંને જણ નબળા પડી ગયા હતા, હિંદુસ્તાનના કમનશીબે બીજી તરફથી પૃથુરાજને ગુજરાતના રાજા સાથે પણ કજીઓ ચાલયો હતો, તેમાં પણ બંનેનાં લશકર સામસામે કાપાકાપી કરી નબળાં થઈ ગયાં હતા. આવી હાલત હતી, અને મહમદઘોરી, સન ૧૧૯૧ માં ખાધેલી હારથી બળુંધીકુ થઈ રહેલો, જબરી ફોજ લઈ પાછો ચઢી આવ્યો. પૃથુરાજ પાછો એની સામે ગયો. બીજા ઘણા રાજાઓ કુમકે આવ્યા. મુસલમાન અને હિંદુલશકર વચ્ચે સ્થાનેશ્વરના મેદાનમાં પાછો રંણજંગ મચ્યો. તેમાં ઘણા શુરા રજપુતો અંતલગી લડીને પડ્યા, અને પૃથુરાજ બાહાદુરીથી લડતાં લડતાં મુસલમાન સ્વારોના હાથમાં જીવતો પકડાયો. મહમદ ઘોરીએ એને મારી નંખાવ્યો. રાજા બહાદુરીથી લડતાં લડાઈમાં પકડાય તેને મારી નાંખવો નહી, એ સુધરેલા રાજાઓનો ધારોછે, તે આ મુસલમાન સરદારે પાળ્યો નહીં.

**કુતબુદ્દીન**—પ્રથમ મહમદનો તુર્કી ગુલામ હતો, પણ પોતાની બહાદુરી અને હુશિઆરીથી ઊંચી પદવીએ ચઢયો; પેહેલાં હિંદુસ્તાનનો સુબો, અને મહમદના મરણ પછી ત્યાંનો સુલતાન થયો. એણે દીલ્હીમાં રાજ્ય કર્યું. એના વંશના રાજા ગુલામ રાજાની સંગ્નાથી ઓળખાયછે. એ વંશની કારકીર્દિમાં મોગલ અથવા તાતાર લોકે, તેમના

૧૨૦૬

સરદાર જંગિઝખાંની આગેવાનીથી, હિંદુસ્તાન ઉપર પેહેલી વખત હુમલો કરી દરેક ચીજ લુટીફોડી ભારે અનર્થ કર્યો, અને પછી તે ઈરાન પાછા ગયા.

કુતબુદ્દીન ચાર વરસ રાજ્ય કરી સન ૧૨૧૦ માં મરણ પાંમ્યો. એની પછી એની ઓલાદના નવ બાદશાહ થયા તેમની કારકીર્દિ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | આરામ........................ | સન ૧૨૧૦ થી | ૧૨૧૧ સુધી. | ૧ વરસ | રાજ્ય કરયું. |
| ૨ | અલ્તમસ .................... | સન ૧૨૧૧ થી | ૧૨૩૬ સુધી. | ૨૫ ,, | ,, |
| ૩ | રૂકનુદ્દીન ................ | સન ૧૨૩૬ થી | ૧૨૩૬ સુધી. | માત્ર છ માસ | ,, |
| ૪ | રજીઆ બેગમ............... | સન ૧૨૩૬ થી | ૧૨૩૯ સુધી. | ૩ વરસ | ,, |
| ૫ | બેરામ ...................... | સન ૧૨૩૯ થી | ૧૨૪૧ સુધી. | ૨ વરસ | ,, |
| ૬ | મસુદ ........................ | સન ૧૨૪૧ થી | ૧૨૪૪ સુધી. | ૩ વરસ | ,, |
| ૭ | નાસિરૂદ્દીન ................ | સન ૧૨૪૪ થી | ૧૨૬૬ સુધી. | ૨૨ વરસ | ,, |
| ૮ | ગ્યાસુદીન બુલબન ......... | સન ૧૨૬૬ થી | ૧૨૮૬ સુધી. | ૨૦ વરસ | ,, |
| ૯ | કૈકુબાદ ...................... | સન ૧૨૮૬ થી | ૧૨૮૮ સુધી. | ૨ વરસ | ,, |

**આરામ**—(કુતબુદ્દીનનો દીકરો) ગાદીએ બેઠો, પણ એનામાં રાજ્ય ચલાવવા જેટલા હોસ નહોતા, તેથી એના બનેવી અલ્તમસે બાર મહીનાની અંદર એની પાસેથી રાજ્ય છીનવી લીધું.

**અલ્તમસ**—( કુતબુદ્દીનનો ગુલામ અને જમાઈ ) ગુલામ વંશના બીજા બાદશાહોને પદભ્રષ્ટ કરી ગાદીએ બેઠો. ગુલામવંશમાં એ સઉથી મોટો બાદશાહ હતો. એણે સિંધ, બંગાળા, અને બહાર પ્રાંત, ત્યાંના મુસલમાન સરદારો કનેથી જીતી લઈ, રાજ્યનો વધારો કર્યો, કેટલાંક રજપુત રાજ્ય હજી સ્વતંત્ર હતાં, અને કેટલાંક જીતાયલાં છતાં હુકમ નહોતાં માંનતાં, તેમને વશ કરી પોતાની આણ મનાવી, અને એની ફોજે માળવામાં પ્રવેશ કરી ઉજ્જન સર કર્યું. આ પ્રમાણે, કેટલાક છુટા પડી ગએલા ભાગો શિવાય, આખા હિંદુસ્તાનનો ધણી થઈ, એ મરણ પામ્યો ( સન ૧૨૩૬ ). એની કારકીર્દિમાં મોગલનો સરદાર ઝાંઘીસખાં, હિંદુસ્તાન ઉપર ચઢી આવી, ભારે અનર્થ કરી ગયો હતો.

**રૂકનુદ્દીન**—( અલ્તમસનો છોકરો ) ઘણો દુરાચરણી બાદશાહ હતો. એણે છ માસ ગાદીપર રહી રાજ્યને એબ લગાડી, તેથી એની બેન રજીઆબેગમે એને ગાદીએથી ઉઠાડી મુકયો, ને પોતે રાજ કરવા માંડયું.

**રજીઆ બેગમ**—( અલ્તમસની શાહજાદી ) એના ભાઈ રૂકનુદ્દીનને પદભ્રષ્ટ કરી ગાદીએ બેઠી. એ ઘણી કાબેલ અને રાજ્યાસનને દીપાવે એવા ગુણની ભણેલી સ્ત્રી હતી, એણે નિશપક્ષપાતે રાજ્ય ચલાવ્યું. પણ પાછળથી એક હબસી ગુલામ સાથે મોહોબતમાં પડી ઉમરાવોને દુભવ્યા તેથી બખેડા થયા; એક ઉમરાવે એને પકડી કેદ કરી, અને બીજાઓએ એને અને એ ઉમરાવ ( એને પકડી કેદ કરી હતી તે ) બંનેને મારી નાંખી, એના ભાઈ બહેરામને ગાદીએ બેસાડયો.

**બહેરામ**—( અલ્તમસનો બીજો છોકરો ) તામસી સ્વભાવનો બુધ્ધિહીન બાદશાહ હતો. એણે રાજ્યદ્રોહી ખટપટો બંધ પાડવાને એટલી બધી કઠોરતા બતાવી કે, લાહોરમાં ચઢી આવેલા મોગલોને હાંકી કાઢવા મોકલેલા એના લશકરે હુલ્લડ કરી એને મારી નાંખ્યો ( ૧૨૪૧ ).

**મસુદ**—(અલ્તમસનો પૌત્ર અને રૂકનુદ્દીનનો છોકરો) તુર્ક સરદારોની સહાયથી ગાદીએ બેઠો. પરંતુ એ પણ એના બાપના જેવો કુછંદી નીકળ્યો, તેથી સરદારોએ એને કેદ નાંખી રાજ્યાસન નાસિરૂદ્દિનને આપ્યું.

**નાસિરૂદ્દીન**—(માજી બાદશાહનો કાકો) ગુલામ વંશની ઓલાદમાં આઠમો (કુતબુદ્દીનને ગણતાં) બાદશાહ થયો (૧૨૪૪). એ ઘણો સદગુણી અને ફકીરી ચાલનો હતો. જુવાનીમાં કેદમાં રહ્યાથી ઉદ્યોગી તથા કષ્ટ ભોગવવાની એને ટેવ પડી હતી, તે ટેવ બાદશાહ થયા પછી પણ એ રાખી રહ્યો હતો. એને માત્ર એકજ બેગમ હતી, તેની પાસે નીત રસોઈ કરાવી એ જમતો, કુરાનનો ઉતારો કરવામાં કાળ કાઢતો, અને તેમાંથી જે પૈસા મળે તે વડે પોતાનું ખાંનગી ખરચ નભાવતો. એના રાજ્યનું બધું કામ એનો વજીર ગ્યાસુદ્દીન બુલબન એના નામે ચલાવતો. આ બાદશાહ એ વજીર ઉપર ઘણો ભરોસો રાખતો હતો, તેનો ઘાત ન કરતાં, એ વજીરે એના રાજ્યને, મોગલોના હુમલામાંથી અને રજપુત રાજાઓના બખેડામાંથી, તેમની સામે પંડે લઢીને, સાચવી રાખ્યુ. નાસિરૂદ્દીનને પુત્ર નહોતો તેથી એના મુઆ પછી એની ગાદીએ એ વજીર બેઠો.

**ગ્યાસુદ્દીન બુલબન**—(મુળ અલ્તમસને ગુલામ અને જમાઈ) નાસિરૂદ્દીનના મરણ પછી વજીરનો બાદશાહ થયો. પોતાની મતલબ પાર પડી, અને આગળ પોતાના કુટંબને અડચણ થાય નહીં, માટે એણે ગાદીએ બેઠા પછી પેહેલુ કામ એ કર્યું કે, તુર્ક ઉમરાવો રાજ્યના ધણી જેવા થઈને, નજરમાં આવે તેને ગાદીએ બેસાડતા અને ઉઠાડતા, તેમાંના ઘણાએકને જેમ બને તેમ મારી નાંખી, તેમની સત્તા તોડી. પછી એણે સખ્ત અને જુલમી કાયદા કાઢી તથા ગુનેગારોને કઠણ સજા કરીને રાજ્યમાં ઠેઠ સુધી બંદોબસ્ત રાખ્યો. મોટું બંડ માત્ર બંગાળામાં ત્યાંના સુબાએ કર્યું, પણ તેનો એણે નાશ કરી ત્યાંનો હાકેમ પોતાના શાહાજાદા બઘરાખાને ઠરાવ્યો. ગ્યાસુદ્દીન બુલબન ૮૦ વરસની ઉમરે, અનો વડો શાહાજાદો મુલતાનનો સુબો હતો, તે મોગલો સામે લડાઈમાં લડતાં મારયો ગયો, તેના ખેદથી, બળતે હૈએ મરણ પામ્યો. આ બાદશાહ જુલમી અને સખ્ત હતો, તોપણ એણે મોગલ લોકના ત્રાસથી નાશી આવેલા ઘણા રાજા અને વિદ્વાનોને પોતાના દરબારમાં રાખીને આશરો આપ્યો હતો.

**કૈકુબાદ**—(બંગાળાના સુબા બઘરાખાનનો પુત્ર) વડવા પાછળ, દરબારીઓના વગથી, તખ્તનશીન થયો. એ જુવાન સુલતાને બદફેલીમાં પડીને બધો અધિકાર એકદમ નાજીમુદ્દીન નામના વજીરને સોંપી દીધો. એ સ્વાર્થી અને લોભીઆ વજીરે બાદશાહ થવાનો મનસુબો કરી, દરબારમાં આડે આવે એવા હતા તેમને મારી નાંખ્યા. બાદશાહાના પિત્રાઈ ભાઈઓનો નાશ કર્યો, અને પછી બાદશાહાને ભંભેરીને તેના બાપ સાથે પણ વિરોધ કરાવ્યો. પરંતુ તેમાં તે ફાવ્યો નહીં. સુલતાન લશ્કર લઈ બાપ સામે લડવા ગયો, પણ બાપે યુક્તિથી એકાંતે પુત્રની મુલાકત લઈ વજીરની ખટપટ બતાવી આપી, એટલે શાહાની આંખ ઉઘડી અને સમાધાની થઈ. પછી વજીરને ઝેર દેઈ માર્યો, અને જલાલુદ્દીન નામે ખિલજી સરદાર હતો તેને વજીર બનાવ્યો: એ વજીરે પાદશાહનો ઘાત કરાવી તથા તેના વારસના પ્રાણ લેવડાવી રાજ્યપદ પોતે ધારણ કર્યું. ઈ૦ સન ૧૨૮૮ (લીથબ્રીજ કહ્ય ૧૨૯૦ છે.)

**જલાલુદ્દીન ખિલજી**—(તાતાર ઓલાદ) ગુલામ વંશના છેલ્લા બાદ-

શાહ કૈકુબાદના પ્રાણ લેવડાવી, અફગાન લશ્કરની સહાયથી ગાદી ઉપર બેઠો. એની કારકીર્દિમાં દીલ્હીના ઝાંપા સુધી ચઢીઆવેલા મોગલના લશ્કરને મારી પાછું હઠાવ્યું, અને દક્ષણમાં પેહેલ પેહેલો પ્રવેશ કરી તૈલંગણ, કરનાડ અને મલબાર પ્રાંતમાં જય મેળવ્યો. એના ભત્રીજા અલાઉદ્દીને એને મારી નાંખ્યો. (૧૨૯૫)

૧૨૮૮

જલાલુદ્દીન પછી ખિલજી વંશના બાદશાહ થયા તેમની કારકીર્દિ સન ૧૨૯૫ થી સન ૧૩૨૧ સુધી.

| | | | | |
|---|---|---|---|---|
| ઈબ્રાહીમ............... | સન ૧૨૯૫ | | | |
| અલાઉદ્દીન ................. | સન ૧૨૯૫ થી | ૧૩૧૬ સુધી | ૨૧ | વરસ રાજ્ય કર્યું. |
| ઊમર...... ........... | સન ૧૩૧૬ થી | ૧૩૧૭ સુધી | ૧ | ” ” |
| મુબારક .................. | સન ૧૩૧૭ થી | ૧૩૨૦ સુધી | ૩ | ” ” |
| ખુશરૂ .................... | સન ૧૩૨૦ | | | |

ઈબ્રાહીમ—(જલાલુદ્દીનનો બાળ શાહજાદો) બાદશાહ થયો નથી એમ કહીએ તો ચાલે; જલાલુદ્દીનને મારી નાખ્યાની ખબર સાંભળીને એની માએ એના નામની દવાઈ ફેરવી હતી, તે ઉપરથી માત્ર એનું નામ ગણેલું છે. અલાઉદ્દીન બાદશાહનો ખિતાબ ધારણ કરીને ઉતાવળો એને પકડવા આવ્યો ; એ જીવ લઈ એના મોટા ભાઈ પાસે મુલતાન નાશી ગયો.

અલાઉદ્દીન ખુની—(માજી બાદશાહનો ભત્રીજો અને કરાનો સુબો) પોતાના બુઢા કાકાને મારી નાંખી તખ્તનશીન થયો, અને પછી ફોજ તથા ઉમરાવોમાં પૈસા વેહેંચી, તથા માજી બાદશાહના કુટંબનો ટાઢા લોહીમાં વધ કરી, નિર્ભયપણે અમલ કરવા લાગ્યો. આ જબર: પણ ખુની બાદશાહની કારકીર્દિમાં મુસલમાની ફોજે:—

(૧) સન ૧૨૯૭ માં ગુજરાત જીતી લઈ ત્યાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું.

(૨) સન ૧૨૯૮ માં મોગલ લોકનો સરદાર કતલઘખાં લુટફાંટ કરતો દીલ્હીના કોટ સુધી આવ્યો તેને હરાવી પાછો હઠાવ્યો.

(૩) સન ૧૩૦૦ માં એણે જાતે જઈને રણસ્થંભોરનો, અને ત્યારપછી ત્રીજે વર્ષે ચિતોડનો જોરાવર કીલ્લો જીતી લઈ ત્યાંના રાણાને વશ કર્યા.

આ પ્રમાણે અત્યાર લગી નહી જીતાયલાં રાજ્ય જીતાયાં, અને મોગલ લોક હૂમલા કરી આવતા અટકયા ; પછી એણે દક્ષિણ હિંદુસ્તાન ઉપર નજર ઘાલી. મલિક કાફુરને લશ્કર આપી દક્ષણમાં મોકલ્યો ; તેણે દેવગીરીના રાજા રામદેવને તાબેદાર કરી દીલ્હી આણ્યો, અને સન ૧૩૦૬ થી ૧૨ સુધીમાં (૧૩૦૬-૯-૧૦-૧૨ ) ચાર સ્વારીઓ કરી અતિશય લુટ આણી, તથા મહારાષ્ટ્ર તૈલંગણ, કર્નાટક, અને મલબાર પ્રાંત જીતી લઈ, મુસલમાની રાજ્યની સત્તા છેક સેતબંધુ રામેશ્વર (કન્યાકુમારી ભુશીર ) સુધી ફેલાવી. આ પેહેલાં દીલ્હીના કોઈપણ બાદશાહની સત્તા એટલી ફેલાઈ નોહતી. જીત અને લુટ મેળવવાની બાબતમાં, પોતાના ધણી કરતાં, વીશેશ કીર્તિ મેળવ્યા પછી, કાફુરને પડે બાદશાહ થવાનુ મન થયું, પછી એણે પોતાના ધણીનો ઘાટ ઘડવાની યુકતીઓ રચવા માંડી, અને અલાઉદ્દીનને વીખ દેઈ વહેલો માર્યાનો શખ સબળ કારણો શાહીત એને શીર છે.

અલાઉદ્દીન બુધ્ધિશાળી હતો. લશ્કરી કામની એની હુશિઆરીમાં કોઇથી શખ લેવાતો નહી. પણ સ્વભાવે જંગલી અને ઉધ્ધત હતો. એણે નવો પંથ સ્થાપી પેગંબર થવાની એકવાર ઈચ્છા કરી, અને એકવાર સિકંદરનીપેઠે દુનિયાના બીજા દેશો જીતવા જવાનો મનસુબો કરયો. આ અવિચારી વિચાર પાર પડયા નહી.

ઉમર—(અલાઉદ્દીનનો ચોથો છોકરો) અલાઉદ્દીન મરણ પામ્યો તે વેળાએ છેક નાની ઉમરનો હતો, પણ કાફુરે પોતાની મતલબ સાધવા તરત ઓઠા તરિકે એને ગાદીએ બેસાડયો, ને પોતે એના નામે રાજ્ય કરવા માંડયું. પછી પાદશાહના બે વડા શાહજાદા કેદમાં હતા તેમની આંખો ફોડી, અને ત્રીજા મુબારકને મારવા મારા મોકલ્યા. પણ મુબારક તે મારાઓના હાથમાથી બચ્યો, એને એ પોતેજ હણાયો; પછી મુબારક ઉમરની આખો ફોડી ગાદીએ બેઠો.

મુબારક—(અલાઉદ્દીનનો ત્રીજો છોકરો) પોતાના નાનાભાઈની આંખો ફોડી તથા મોટા ભાઈઓનો વધ કરાવી ગાદીપતી થયો. ગાદી મળવાની ખુશાલીમાં એણે ઘણાક બધીવાનને છોડી મુકયા, તથા ખેડુત અને વેપારીનાં દુ:ખ દુર કર્યાં, પણ માહારાષ્ટ્રના રાજા હરપાળને પકડી આણ્યો તેને તો ચામડી ઉતરડાવી મારી નાંખ્યો. એવો એ નિર્દય હતો. એ બાદશાહ રંડીબાજી અને દારૂની લતમાં પડી ખરાબ થયો. એણે એક ઢેડાને પોતાનો વજીર બનાવી તેનું ખુશરૂખાં નામ પાડયું, અને રાજ્યનો કુલ કારભાર તેને સાંપી દીધો. ખુશરૂખાં જાતેનો ઢેડ અને બાદશાહનો માંની-તો થયો એટલે પછી કહેવું શુ.? દક્ષણમાં ફોજ લઇ જઇને મલબાર સુધી દેશ લુટી આવ્યો, અને પછી એજ સુલતાનને મારી નાંખી પોતે સુલતાન થયો (૧૩૨૦). મુબારક ખિલજી વંશનો છેલો બાદશાહ થયો.

ખુશરૂ—એણે ગાદીએ બેસતાં અલાઉદ્દીનના કુટંબના એક એક મરદને મારી નાંખી, પાદશાહી કુટંબમાંથી ગાદીનો દાવો કરે એવો કોઇ રહેવા દીધો નહી. પાદશાહી કુળના સગા વહાલા ઉમરાવોને પણ માર્યા. અલાઉદ્દીનના વડા શાહાજાદાની વહુ દેવળદેવીની જોડે પોતે પરણ્યો, અને પાદશાહી જનાનાની બીજી વહુ બેટીઓને પોતાના સગા ઢેડમાં હતા તેમને આપી. આ અપમાનથી મુસલમાનની કોમ એની ઉપર કોપી; એણે પાછા હિંદુ થઇને હિંદુ રાજ્ય સ્થાપવાની પેરવી કરી, પણ જાતનો ઢેડ, એટલે રજપુત રાજાઓએ એને રાજાધિરાજ માંન્યો નહી, પ્રાંતોમાં બળવા થયા, અને પંજાબના સુબા ગાજીબેગ તઘલખે આવી એને હરાવી મારી નાંખ્યો (૧૩૨૧).

**ગાજીખાંતઘલખ**—(પંજાબનો સુબો) ખિલજીવંશનો દરેક પુરુષ મારયો ગયો ત્યારપપછી બાદશાહ થયો; પરંતુ તંબુ પડવાથી એ પણ ચગદાઈને ચોથે વર્ષે મુઓ.

૧૩૧૨

એનો છોકરો **મહમદતઘલખ**—તુરંગીખ્યાલ અને ઘેલાં કામ વાસ્તે પ્રખ્યાત હતો. પ્રથમ એણે દીલ્હી છોડી દક્ષણના એક શેહેર (દોલતાબાદ) માં પોતાની રાજધાની કરવાની ઈચ્છા કરી, અને તે શેહેરના (દીલ્હીના)

બધા રહેવાસીને પોતાની પાછળ ત્યાં આવી વસવાનો હુકમ કર્યો. આમાં નિષ્ફળ થયા પછી, એણે એક લાખ માણસ મોકલી ચિન ઉપર હૂમલો કરવાને યત્ન કીધો, પરંતુ તેમાં પણ એ નાઉમેદ થયો : હિમાલય પર્વત ઓળંગવામાં ( બરફથી ) એના આખા સૈન્યનો નાશ થયો. એની ક્રૂરતા એવી હતી કે, એ ફકત મનરંજન અર્થે પોતાની પ્રજાનો શિકાર કરતો, અને તેમને મારી નાંખતો ; પણ એક દીવસ પોતાનો દાંત પડ્યો, તેનેતો એણે પાદશાહી દમામથી દાટ્યો અને તે ઉપર એક શોભાયમાન કબર બંધાવી.

**ફિરોઝશાહ**—( માજી રાજાનો ભત્રીજો ) પ્રારંભમાં થએલા બધા મુસલમાન રાજાઓમાં શ્રેષ્ટ ગણાયછે; એણે સુધારાનાં ઘણાં કામ કર્યાં, દવાખાનાં તથા પુલ બાંધ્યા, અને હિંદુસ્તાનમાંની પ્રસિદ્ધ નેહરોમાંની પહેલી નેહર એણે બાંધી. એના વંશજોએ માત્ર દશ વરસ રાજ્ય કર્યું, તે દરમીઆન ભારે અંધેર ચાલ્યું, અને તેથી તૈમૂરલંગને હિંદુસ્તાન ઉપર ચઢીઆવવું સેહલ લાગ્યું.

૧૩૫૧

ફિરોઝશાહ પછી એના વંશજો બાદશાહ થયા તેમનાં નામ તથા કારકીર્દિ

ગ્યાસુદ્દીન બીજો.....સન ૧૩૮૮ થી ૧૩૮૯ સુધી, ૪ મહીના રાજ્ય કર્યું.
અબુ બેકર............ ,, ૧૩૮૯
નાસિરૂદીન........ ,, ૧૩૮૯ થી ૧૩૯૨ સુધી, ૩ વરસ ,, ,,
સિકંદર........... ,, ૧૩૯૨ થી ૧૩૯૨ સુધી, ૪૫ દીવસ ,, ,,
મહમુદશાહ ........ ,, ૧૩૯૨ થી ૧૪૧૨ સુધી, ૨૦ વરસ ,, ,,

ગ્યાસુદ્દીન બીજો—( ફિરોઝશાહનો પૌત્ર ) ફિરોઝશાહ પછી ગાદીએ બેઠો. એ પાદશાહ રાજકાજ પ્રધાનોને સાંપી રંડીબાજી અને મોજશોખમાં પડયો. એટલામાં ગાદીના હક બાબત બખેડો થયો, અને તેમાં એ માર્યો ગયો. એની પછી અબુબેકર ( ફિરોઝ શાહનો બીજો પૌત્ર ) બાદશાહ થયો, તેને મારી નાસિરૂદીન ( ફિરોઝશાહનો પુત્ર ) તખ્તનશીન થયો. તે ત્રણ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. એના મુઆ પછી એના છોકરા હુમાયુએ સિકંદર નામ ધારણ કરી ૪૫ દીવસ રાજ્ય ભોગવ્યું. અને ત્યાર પછી મહમુદશાહને ( નાસિરૂદીનનો બીજો છોકરો ) ગાદી મળી. એ બાદશાહ છેક નબળો હતો; ઠામ ઠામ બંડ ઉઠયાં, બાકી રહેલા પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થઈ ગયા, અને તૈમુરલંગ ચઢાઈ કરીને આવ્યો તે સહેલથી દીલ્હીમાં દાખલ થઈ ગયો.

**તૈમૂર અથવા તમૂરલંગ**—એ ક્રૂર અને દગલબાજ સ્વભાવનો તુર્કસરદાર હતો. જેમ જંઘિસખાં ( ૧૩મી સદીમાં ) રોમન રાજ્ય ઉપર ધસી પડ્યો અને રૂશિઆ, પોલાન્ડ, હંગેરી અને બોહીમિઆ ઉપર અનુક્રમે ફરી

વાળ્યો, તેમ તૈમૂરલંગ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો. એણે
૧૩૯૮ હલ્લો કરી દીલ્હી શહેર લીધું, લૂટ્યું, અને પોતાને મહારા-
જાધિરાજા કેહેવડાવ્યા, ને પછી લૂટ ભરીલઈ એ સ્વદેશ ચાલતો થયો. એવું
કેહેવાયછે કે, કેદીઓના ભારે જમાવથી એને આગળ ચાલતાં એક પ્રસંગે
અડચણ નડી એટલાજમાટે એણે તેમાંના એક લાખને કાપી નાંખવાનો
હુકમ કર્યો.

તૈમુરના ગયા પછી દીલ્હીનું રાજ્ય લાંબી મુદત લગી અંધકાર અવસ્થામાં રહ્યું. મહમુદશાહ ગુજરાતમાં નાશી ગયો હતો તે પાછો આવ્યો, ને સન ૧૪૧૨ સુધી નામનો પાદશાહ રહ્યો. એ વરસમાં એ મરણ પાંમ્યો અને તે સાથે તઘલખવંશ પુરો થયો ( ૧૪૧૨ ).

એની પછી દોલતખાંએ ( અફગાન સરદાર હતો ) પાદશાહ કહેવડાવ્યાવિના બે વરસ અમલ કર્યો. એની કનેથી સૈયદ ખીજરખાંએ આવીને દીલ્હી જીતી લીધુ; અને પછી એણે તથા એના વંશજોએ સુલતાનપદ ધારણ કર્યાવિના તૈમુરના સરદાર તરીકે અમલ ચલાવ્યો; એ પાછળથી સૈયદ વંશના બાદશાહ કેહેવાયા.

સૈયદ વંશના બાદશાહનાં નામ તથા કારકીર્દી.

સૈયદ ખીજરખાં ......સન ૧૪૧૪ થી ૧૪૨૧ સુધી ૭ વરસ અમલકર્યો.
,, મુબારક......... ,, ૧૪૨૧ થી ૧૪૩૫ સુધી ૧૪ ,, ,,
,, મહમદ.......... ,, ૧૪૩૫ થી ૧૪૪૪ સુધી ૯ ,, ,,
,, આલમ........... ,, ૧૪૪૪ થી ૧૪૪૬ સુધી ૨ ,, ,,

ખીજરખાંએ સાત વરસ અમલ કર્યો, તેટલો વખત ખાઇ પીઇને આળસમાં મોજ કરી. મુબારક તેનો છોકરો હતો. પંજાબમાં ગક્કરો તથા મોગલો ચઢી આવતા તેઓને કાઢવાને તથા રોહીલખંડ તાબે કરવાને તેણે લડાઈઓ કરી. તેના વજીરે તેને મારી નંખાવી તેના ભત્રીજા મહુમદને પાદશાહ કર્યો. અમીરોએ તે વજીરને માર્યો. થોડા વખત લગી હોશીઆરી બતાવી, મહુમદ આળસ ને મોજમાં પડ્યો. જવાનપુરના તથા માલવાના સુલતાનોએ તેના પ્રાંતો જીતી લીધા, ને ફકત દીલ્હી તેના તાબામાં રહ્યુ, તે, તેના છોકરા આલમ પાસેથી બહીલોલ લોદીએ લઇ લીધું, ને સૈયદ વંશની સમાપ્તી થઈ ( ઇ૦ સ૦ ૧૪૪૬ ).

**લોદીવંશના પાદશાહ**—અફગાન કુટંબના હતા. તેમણે ત્યાગ અને પાયમાલ થએલા રાજ્ય ઉપર સત્તા મેળવી અમલ ચલાવ્યો, તે દરમીઆન અંધેર રાજકારભાર સિવાય બીજું કંઈ નહતું. એમણે મદાંધરીતે ભરજુલમથી ૮૦ વરસ રાજ્ય કરયું ( ૧૪૪૬–૧૫૨૬ ).

લોદીવંશના બાદશાહનાં નામ તથા કારકીર્દિ.

બહીલોલ........................... ૧૪૪૬ થી ૧૪૮૮ સુધી
સીકંદર ............................ ૧૪૮૮ થી ૧૫૧૭ સુધી
ઇબ્રાહીમ .......................... ૧૫૧૭ થી ૧૫૨૬ સુધી

બહીલોલ લોદી જાતે પઠાણ અને જબરો પાદશાહ હતો. એણે પાદશાહ થઇ પડેલા સુબેદારોને જીતીને રાજયની ગએલી સત્તા પાછી મેળવી. અને જવાનપુરના સુલતાન જોડે ૨૬ વરસ લડાઇ ચલાવી તે પ્રાંત તાબે કર્યો. તેની પછી એનો છોકરો સિકંદર ગાદીએ બેઠો. તેપણ એના જેવો જબરો તથા પ્રતાપી પાદશાહ હતો. પરંતુ ધર્માંધ થઇ એણે હીંદુઓનાં દેહેરાં તોડ્યાં, ને તેમને ધર્મને માટે પીડા કરી. એ મુઓ તેવારે તેનો દીકરો ઇબ્રાહિમ પાદશાહ થયો, તે ગર્વિષ્ટ અને કઠોર સ્વભાવનો હતો, તેથી સરદારો એનાથી નારાજ થયા, પ્રાંતોમાં ફીસાદ થયો, અને પંજાબના સુબા દોલતખાંલોદીએ બાબરને બોલાવ્યો.

**બાબર**—તૈમૂરલંગથી છઠો પુરૂષ હતો, પંજાબના સુબાએ મદદે આવવાને અરજ કરી તે કબુલ રાખીને મોટા ઉલ્લાસથી એ હિંદુસ્તાનમાં આવ્યો.

૧૫૨૪

**પાનીપતના** મેદાનમાં **લોદીવંશના** છેલ્લા **બાદશાહ** **ઇબ્રાહિમ** સાથે મોટી લડાઈ થઈ, તેમાં ઇબ્રાહિમ પડ્યો, અને એણે જય મેળવી નિર્ભય તખ્ત સંપાદન કર્યું. **બાબર** **મહાનમોગલ** નામે ઓળખાતા રાજાઓના વંશનો પહેલો પુરૂષ કેહેવાય.

૧૫૨૬

**મુસલમાન** રાજા **બાબરની** સત્તાને તાબે થયા, પણ રજપુત ભર જોસથી સામા ઉઠયા; આ વિકરાળ અને રણવીરકોમ ઉગ્રયુદ્ધ કર્યા પછી **સિક્રી** આગળ હારી ગઈ; અને જ્યારે તેઓ પછીથી **ચંદેરિના** કીલ્લામાં ઘેરાઈ ગયા, અને તેમણે જીતનો સંભવ જોયો નહી, ત્યારે તેઓએ પોતાનાં બૈરાં છોકરાંને મારી નાંખ્યાં, અને પછી કેસરીઆં કર્યાં; એમાંના દરેકે પોતાનો પ્રાણ જતાં લગી ખડક યુદ્ધ કીધું.

૧૫૨૭
સિક્રીની
લડાઈ.

૧૬૨૮

**હુમાયુ**—(બાબરનો વડો છોકરો) દીલ્હીનો બાદશાહ થયો, અને એના નાના ભાઈ **કામરાનને** **કાબુલ**, **કંદહાર** અને **પંજાબનો** ભાગ માગ્યો.

૧૫૩૦

**શિરશાહ**—એ અફગાન જાતના સરદારે, પોતાની બહાદુરી અને ચતુરાઈથી **બંગાળામાં** ઊંચે અધિકારે ચઢીને, હુમાયુને પદભ્રષ્ટ કર્યો, અને પછી પોતે ગાદીએ બેસી, દેશનું કલ્યાણ થાય એવી રીતે, ભર હુંશિઆરી અને ઉલટથી પાંચ વરસ રાજ્ય કર્યું. એણે મહેસૂલ લેવાની રીતમાં, ન્યાય પ્રકરણમાં, અને સાર્વજનિક કામમાં અગત્યનો

૧૫૪૦—૪૫

સુધારો કર્યો. એનું અકાળ મોત થયું ત્યારે એની પ્રજા અંતઃકરણથી દીલગીર થઇ. રજપુત શેહેરને ( કલિંજર ) ઘેરો ઘાલતાં એ મરાયો.

**હુમાયુ**—ઇરાન ગયો હતો ત્યાંથી પાછો આવ્યો, અને એણે ઘણાં સંકટ તથા મહાકષ્ટ ભોગવી ગાદી પાછી મેળવી, પણ બીજે
૧૫૫૫
વર્ષે મરી ગયો.

**અકબર**-જ્યારે એનો પિતા અરણ્યની અંદર દીનદશામાં ભમતો હતો ત્યારે જન્મ્યો હતો, અને જ્યારે હુમાયુની દેહ પડી ત્યારે
૧૫૫૬
ફકત ૧૩ વરસની કાચી ઉંમરનો હતો. આ કારણથી, એને, એના મુખ્ય પ્રધાન અને પ્રવિણ સરદાર બેહેરામખાંના કેહેવા પ્રમાણે, કેટલાંક વરસ સુધી તદન ચાલવું પડ્યું. એના લાંબા અને ઉપયોગી રાજ્ય વખતમાં ગએલો મુલક પાછો તાબે આવ્યો, અને નવી જીતો થઈ.

૧૫૯૨,—**સિંધ** પાછું જીતી લીધું.

૧૫૯૩,—**ગુજરાતમાં** શાંતી કરી.

૧૫૯૪,—**કંદહાર** પાછું મેળવ્યું.

**કાશમિર** પેહેલવહેલું સર કર્યું.

**ઓઢિઆ** તાબે કરી બંગાળા અધુરૂં હતું તે પુરૂં કર્યું.

આ પ્રમાણે ઠેઠ **નર્મદા** નદી લગી લગભગ આખું હિંદુસ્તાન એની સત્તા નિચે આવી ગયું; પછી એનો હેતુ દક્ષણ તાબે કરવાનો હતો; પરંતુ દક્ષણની અંદર લડાઈમાં એ ગુંથાયલો હતો, અને તેવામાં એના કૃતઘ્ન છોકરા સલીમે (જેને એણે **અજમેરનો** સુબો નિમ્યો હતો તેણે) બંડ મચાવ્યું, તેથી એને એકદમ પાછાં જવું પડ્યું. આ પછી થોડે દીવસે એ પોતાના ખરાબ છોકરાંને લીધે બળતે હૈયે મરણ પામ્યો.

અકબર મુસલમાન રાજાઓમાં સર્વોત્તમ રાજા ( બાદશાહ ) હતો. એણે રાજ્ય જીતવામાં અને તે ચલાવવામાં ચાલાકી અને ઉત્સાહ બંને બતાવ્યાં. એણે શિરશાહની મેહેસૂલ લેવાની રીત સુધારી, પક્ષ નકરતાં હિંદુઓને ઉંચા અધિકારની જગાઓ આપી, ગેરવાજબી કર કાઢી નાંખ્યા, ન્યાય પ્રકરણ પુષ્ટ કર્યું, સતી થવાનો સંપ્રદાય અટકાવ્યો, અને પોતાની પ્રજાને સુખી કરવા યથાશક્તિ મેહેનત લીધી.

**સલીમ**—( અકબરનો છોકરો ) એણે ગાદીએ બેસતાં જહાંગિર એટલે "દુનિયાં જીતનાર" એવું પ્રતિષ્ટા નામ ધારણ કર્યું, પણ તેના અર્થ પ્રમાણે એણે કંઈબી કર્યું નહીં. એ જાતે સુસ્ત અને ગાફેલ હતો. **શાહજહાન** નામના એના એક છોકરાએ એની સામે બળવો ઉઠાવ્યો, અને **મહોબતખાં** નામના એના એક અમીરે એને પકડીને કેદ કીધો. એ કેદમાંથી છુટ્યો, પણ પછી તરત મરી ગયો (૧૬૨૭).

૧૬૦૫

**શાહજહાન**—( જહાંગિરનો ફિતુરી છોકરો ) બાદશાહ થયો. એણે **કાબુલ** અને દક્ષણ સાથે લડાઈ ચલાવી જય મેળવ્યો; પણ સ્થાપીત રીવાજથી ઉલટાં ચાલીને, પોતાના છોકરાઓને ઉંચી પદવીની જગાઓ આપી, એથી પરિણામે એને હાની થઈ. એના ચારે છોકરાએ, એની સામે અને એકબીજા સામે દંગો કર્યો; તે બધાએ જૂદી જૂદી પ્રકૃતિના માણસ હતાં; દારા સૌમાં મ્હોટો તે તામસી હતો; **શૂજા** ચ્યોલંપટ, **મુરાદ** બેવકુફ અને સ્વચ્છંદી અને **ઔરંગજેબ** કપટી તથા રાજય લોભી હતો.

૧૬૨૭

**ઔરંગજેબ**—એણે કંઈક છળભેદ અને કંઈક ખુલ્લી રીતે લડાઈ કરીને ભાઈઓને પોતાના કાબુમાં લીધા; અને પછી તે બધાને મારીનાંખી તથા પિતાને પદચ્યુત કરી, પોતે રાજય ચિન્હ ધારણ કર્યાં.

૧૬૬૬

આ કાબેલ પણ ઢંગ વગરના માણસની કારકીર્દિમાં **મોગલ** રાજ્યની સત્તા અને કીર્ત્તિ પૂર્ણ કળાએ પહોંચ્યાં. એણે એ રાજ્યની સત્તા **સિંદુ** નદીથી **કન્યાકુમારિ** ભૂશિર સુધી ફેલાવી, અને એ જમાબંધીની ઉપજના ૩૨ ક્રોડ રૂપીઆ. લેતો.

પણ એક જાતના લોક એટલે **મરેઠા** એને બહુ પજવતા, તેઓ **વિંધ્યાચળ** પર્વતની આસપાસ અને ઘાટ ઉપર વસનાર પાહાડી લોક હતા. એમના પ્રબળ રાજ્યનો સ્થાપનાર **શિવાજી** હતો. એ **ઉદેપૂરના** રાણાના વંશમાંનો વંશજ હતો, અને રજપુત સાથે પોતાને સંબંધ થતો તેમાં મોટાઈ માનતો બધા **ડુંગરી** કીલા અને મોટા દેશનો ધણી થયો, ત્યાંસુધી નાની નાની લુટફાટનાં કામ કરી એ સત્તાએ વધ્યો ગયો. એ એક વખતે **પુના**

પાસે **શિંહગઢમાં મોગલ બાદશાહની ફોજથી** ઘેરાઈ ગયો, ત્યારે એને અડધ કરતાં વધારે ડુંગરી કીલા છોડી દેવા પડયા, પણ પછી થોડો વખત ગયો નહી એટલામાં, એ **મોગલ** પાદશાહથી સ્વતંત્ર થયો. અને એણે **વિજાપૂર** તથા **ગોવલકંડા**ના રાજાઓ પાસે પોતાની ખંડણી ( ચોથ ) કબુલ કરાવી. સન ૧૬૬૫ માં, **મરેઠા**ના રાજા તરીકે એને મોટી ધામધુમથી રાજ્યાભિષેક થયો, અને ૧૬૮૦ માં, એની સ્રીએ આપેલું ઝેર ખાઈને, એ મુઓ.

**રજપુત** પણ ઔરંગઝેબના કટ્ટા વેરી થયા હતા, કારણકે એના પૂર્વજો તેમને ઘટારત માન આપી તેમની સાથે કૃપાદ્રષ્ટિએ ચાલતા હતા તેમ એ તેમની સાથે ચાલ્યો નહીં; પણ એણે તેમની પાસે જોર જુલમથી પોતાનો ધર્મ પળાવવાની ઈચ્છા કરી. તેમને એનાથી જીવંત પર્યંત પાછા તાબે લવાયા નહીં; અને તેમણે એના પછી થયા તે પાદશાહઓને વિગ્રહ અને સંકટના સમયમાં મદદ કરી નહીં, તેથી એની પાદશાહીનો ઉતાવળે ક્ષય થયો.

ઔરંગઝેબે **અહમદનગર, વિજાપુર** અને **ગોવલકંડા**ના મજબૂત ગઢ લીધા હતા. **શિવાજીના** છોકરા **સંભાજી**ને પકડીને મારી નાખ્યો હતો, અને તેથી આખા દેશમાં ગભરાટ અને ઘોંઘાટ ચાલી રહ્યો હતો; પણ **મરેઠા**નેતો એ કદી વશ કરી શકયો નહીં; થાકીને

૧૭૦૭

આખરે એને **અહમદનગર** પાછું ફરવું પડયું, ત્યાં એ પોતાની ઉમરના ૮૯ મે, અને કારકીર્દિને ૫૦ મે વર્ષે મરણ પામ્યો.

## राजकीय व्यवस्था.

આ સમય ઉપર રાજ્યનો કારભાર નીચે પ્રમાણે ચાલતો હતો. સર્વની ઉપર **મહાનમોગલ** બાદશાહ હતા, તે ઘણું કરી દીલ્હીમાં રેહેતા. તેમની હજુરમાં મુલકીખાતાના, દીવાની ખાતાના, અને કાયદાના સંબંધના મુખ્ય અમલદાર રેહેતા. અને તેમની તેહેનાતમાં કવાયત પામેલું લશ્કર હતું.

આ વિશાળ રાજ્યના ત્રણ મુખ્ય ભાગ કરેલા હતા. હિંદુસ્તાન, દક્ષણ અને દક્ષિણ હિંદુસ્તાન; તે દરેક ઉપર એક મુખ્ય અધિકારી "સુબેદાર" ( ગવર્નર ) રહેતો, તેની સત્તા બધી બાબતમાં પાદશાહના જેટલીજ હતી

આ ભાગના વિભાગ ( **પ્રાંત** ) કરેલા હતા, અને તેના ઉપરી **નવાબ** કિંવા **રાજા** હતા. દરેક સુબેદાર, **નવાબ** તથા **રાજા**ના હાથ નીચે મુલ્કી ખાતાના, દીવાની ખાતાના અને કાયદાના સંબંધના અમલદાર હતા, અને તેમને તરવાર બાંધવાની છુટ હતી.—બીજા પ્રાંત એટલે જે **પાદશાહી સુ**બાના પરોક્ષ અધિકાર નીચે ન હોતા, અને જ્યાંના લોકે **મુસલમાની** ધર્મ કબુલ કર્યો નહોતો ત્યાંના રાજાઓ ખંડણી ( ચોથ ) આપતા હતા. અને જ્યાંસુધી તે નિયમ પ્રમાણે ભરાતી, ત્યાંસુધી તેમને તેમના બાપદાદાથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે તેમનું રાજ્ય ચલાવવા દેતા, અને કંઈ હરકત થતી નહીં.

**એ રાજનો ક્ષય**—આવી રીતે છુટાં છુટાં રાજ્યોથી થએલું એક રાજ્ય, જેની ઉપર સંખ્યાબંધ પ્રબળ રાજાઓનો અમલ ચાલતો, તે લાંબી વાર ટકે નહીં, પરંતુ પડી ભાગવાની હરદમ ધાસ્તી રહે. ઔરંગજેબના મોત પછી તેના નિર્બળ વારસો ગાદી ઉપર ટકી રહેવાને અશક્ત હતા. અને રાજ્યને દેશમાંહેની લડાઈઓનો રોગ લાગ્યો, તે દરમીઆન એક પછી એક પ્રાંત રાજ્યમાંથી છુટા પડી ગયા.

આ પડતીમાંથી એ **રાજ્ય**નો **નાદિરશાહ**ના હુમલાથી ઉતાવળે ક્ષય થયો ; એ લુટારો સરદાર ઈરાનની ગાદીપર બેઠો, અને પછી

૧૭૩૮

**તૈમૂરલંગ**ની પેઠે એ રાજ્ય ઉપર ધસી પડયો. દીલ્હી હસ્તગત કરી લુંટયું ત્રીસ હજાર રહેવાસીને કતલ કર્યા, ને પછી પુષ્કળ દ્રવ્ય લઈ એ ઈરાન પાછો ગયો.

**આ** હુમલા પછી,

દક્ષણમાં **નિઝામ**નું,

**પંજાબ**માં **શીખ** લોકનું,

**મરેઠા**ના રાજ્યમાં **પેશ્વા**નું,

અને **બંગાળા** તથા **અયોધ્યા**માં ત્યાંના **નવાબ**નાં સ્વતંત્ર રાજ્ય થયાં.

# प्रकरण २ जुं.

## हिंदुस्थानमां यूरोपीअन लोकनां थाणां.

### ( ૧ ) પોર્ટુગલ.

અગાઉના વખતમાં ( પંદરમી સદીના અંત લગી ) યૂરોપ સાથે હિંદુસ્તાનનો વેપાર મધ્ય એશિઆમાં થઈ જમીન રસ્તે ચાલતો, અથવા આરબસ્થાનના વેપારી જળમાર્ગે ઈરાની અખાત અને લાલ સમુદ્રના કાંઠા પરનાં બંદર સુધી ચલાવતા, ત્યાંથી કાફલાવાળા સિરિઆ અને મિસર દેશમાં, અને ત્યાંથી યૂરોપના વેપારી, તેમાં મુખ્યત્વે કરી મધ્ય કાળમાં જીનોઆ અને વેનિસના રેહેવાસી, આગળ ચલાવતા.

૧૪૮૭ બાર્થોલોમોડાયસ નામના પોર્ટુગીઝ નાવિક સરદારે આફ્રિકાના દક્ષિણ છેડાની પ્રદક્ષિણા કરી, અને તેને તે વેળાએ "કેપ ઓવ સ્ટોર્મ" ( તોફાની ભૂશિર ) નામ આપ્યું, પણ પાછળથી તે ફેરવીને તેનું "કેપ ઓવ ગુડ હોપ" ( સારી આશાની ભૂશિર ) નામ પાડ્યું.

૧૪૯૭ વાસ્કોડીગામા, પોર્ટુગલના રાજાની આજ્ઞાથી, કેપ આવ ગુડ હોપની પ્રદક્ષિણા કરીને મલબાર કિનારે આવી કાલિકટ બંદર ઉતર્યો, અને ત્યાંના દેશી રાજા સાથે વેપાર કરવા લાગ્યો.

૧૫૦૦ કાબ્રલ—એ પોર્ટુગીઝ નૌકાસેનાપતિએ, પશ્ચિમ તરફ ઘસડાઈ ગયાથી પ્રથમ દક્ષિણ અમેરિકામાં "બ્રેઝિલ" શોધી કાઢ્યું, અને પછી કાલિકટ આવી ત્યાં વેપાર અર્થે કોઠી ઘાલી, પણ દેશી લોકોએ તે તોડી પાડી એટલે એ કોચિન હંકારી ગયો.

વાસ્કોડીગામાએ ( બીજી સફરમાં ) વેપાર અર્થે કોચિન અને કાનાનોર પસંદ કર્યાં.

૧૫૧૦ આલ્ફોન્સો આલ્બુકર્ક હિંદુસ્તાનનો સુબો નિમાઓ, અને એણે પોર્ટુગીઝ લોકનાં થાણાં ઉપર આધિપત્ય મેળવ્યું. કાલિકટ લેવાના પ્રયત્નમાં હાર ખાધા પછી, એણે ગોવા હસ્તગત કર્યું, તે પોર્ટુગીઝ લોકના પૂર્વમાંના મુલકનું રાજધાની શેહેર થયું. ત્યારપછી એણે મલા-

યા દ્વીપકલ્પમાં મલાક્કા અને ઇરાની અખાતમાં ઓર્મઝ બેટ જીતી લીધા.

આલ્બુકર્ક મરણ પામ્યો, અને ત્યારપછી પોર્ટુગીઝ લોકે તેમની જીત આગળ વધારી નહીં, પણ તેમના નૌકાની આણ આખા હિંદી મહાસાગર ઉપર વર્ત્તાતી, અને યૂરોપ સાથેનો બધો વેપાર તેમના એકલાનાજ હાથમાં આવી ગયો હતો.

## ( ૨ ) હોલાન્ડ.

સોલમી સદીના અંતની લગભગ ડચ અથવા વલંદા લોક મસાલાના બેટ અને હિંદુસ્તાનને લગતા આર્કિપેલેગો ( બેટ સમુદાય ) સાથે પેહેલ વહેલાં વેપાર કરવા લાગ્યા. પછી તેમણે જાવાના ઉત્તર કિનારાપર, તેમના તાબાના પૂર્વના મુલકની રાજધાનીનું શેહેર બતેવિઆ બાંધ્યું. પછવાડેથી તેમને નેગાપટણ, પુલિકટ, ચિન્સૂરા અને બીજી કેટલીક નાની જગાઓ મળી.

## ( ૩ ) ઇંગ્લાંડ.

અંગ્રેજ વેપારીઓએ ( સોલમી સદી આસરે અધવારતાં ) પ્રથમ જાવાની અંદર બેન્ડમમાં, અને પછી સુરત તથા મછલીપટણમાં નાની નાની કોઠીઓ ઘાલી.

૧૬૦૦ માં, તેઓએ વેપારીની એક મંડળી ઉભી કરી, અને ઇલિઝાબેથ રાણી પાસેથી પૂર્વ હિંદુસ્તાનમાં વેપાર કરનાર " વેપારીની કમ્પની અને અધિકારી " એ નામનો પટો મેળવ્યો.

૧૬૩૯ માં, તેઓએ ચંદ્રગઢના રાજાની પરવાનગી લઈને મદ્રાસમાં એક કિલ્લો બાંધ્યો. ( ફોર્ટ સેંટ જ્યોર્જ ).

૧૬૬૨ માં, તેઓને બીજા ચાર્લસ રાજા પાસેથી મુંબઈ મળ્યું ; એ બેટ પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી કેથેરાઈનની પેરામણિમાં ચાર્લસ રાજાને આપ્યો હતો.

કડલોર પાસે ટેગનાપટણમાં ફોર્ટ સેંટ દેવિડ નામે કિલ્લો બાંધવામાં આવ્યો ; એ નગર કમ્પનીએ ખરીદ કર્યું હતું.

કલકત્તામાં, હુગલી નદી ઉપર થોડી ભોંય ( ૩ મૈલ લાંબી ને ૧ મૈલ પોહોળી ) કમ્પનીએ વેચાણ લીધેલી હતી તે ઉપર ફોર્ટ વિલ્યમ નામે કિલ્લો બાંધવામાં આવ્યો.

૧૭૦૦

પેહેલા ચાર્લસ રાજાએ, નાણાની તંગીમાં આવ્યાથી, સર વિલ્યમ કોર્ટિઅરને કમ્પનીનાં થાણું નહોય ત્યાં, વેપાર કરવા પૈસા લઈ છુટ આપી.
૧૬૩૫

ત્રીજા વિલ્યમે ૨૦ લાખ પૌન્ડે એક બીજો પટો (પૂર્વના પટામાં આપેલા હક તથા સત્તા આપી) એક નવી કમ્પનીને વેચ્યો; એ કમ્પનીને "હરિફ કમ્પની" અને તેના અધિકારીને "ધોલાયા" કેહેતા.

એ બંને કમ્પનીઓ નવા પટાથી "ધી યૂનાઈટેડ ઈસ્ટ ઇન્ડિઆ કમ્પની"ના નામથી જોડાઈ ગઈ.
૧૭૦૮

(૪) ફ્રાન્સ.

ફ્રેન્ચ લોક પણ (સતરમી સદી અધવારતાં) હિંદુસ્તાન સાથે વેપાર કરવા લાગ્યા. સુરતમાં નિષ્ફળ થયા પછી તેમણે પાન્ડિશરી, માહી (પશ્ચિમ કિનારે) અને ચંદ્રનગર (કલકત્તા પાસે) માં પોતાનાં થાણું ઘાલ્યાં.

હવે પછી આપણે અરાડમી સદીમાં એક બીજા સાથે અડસાઅડસી કરનાર ચાર પ્રજાઓને હિંદુસ્તાનમાં જોઈશું. પોર્ટુગીઝ, અંગ્રેજ, ડચ અને ફ્રેન્ચ. અંગ્રેજ દેશના ધણી થયા ત્યાંસુધી છેલ્લા ત્રણમાં વિગ્રહ ચાલતો. કોઈ કોઈવાર મહાઅઘોર પાપનાં કામ થતાં. ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની અને ડચ વચ્ચે સલાહના કોલકરાર થએલા હતા તે છતાં, ડચ કિલેદારોએ એમ્બોયનાના ટાપુમાં રહેલા અરાડ અંગ્રેજનો તેમના ચાકર સાથે ટાઢા લોહીમાં વધ કર્યો.
૧૬૨૧

# बाब २ जो.

# कर्णाटकमां पेहेली लडाई.

૧૭૪૪–૫૪

જ્યારે ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ શલગી, ત્યારે એ બે હરિફ પ્રજાઓ વચ્ચે હિંદુસ્તાનમાં પણ લાગી. પાન્ડિશરીનો ગવર્નર ડુપ્લી, અંગ્રેજને દેશમાંથી હાંકી કાઢવા, અને હિંદુસ્તાન જીતી લેવું એટલે સુધી લોભી વિચાર રાખતો.

૧૭૪૬ માં, બુર્બોન અને આઈલ ઓવ ફ્રાન્સ (મોરિશિઅસ) નો ગવર્નર લાબોર્ડોન આરમાર લઈ આવી પહોંચ્યો, અને કર્ણાટકમાંનું તે

૧૭૪૬

વખતે અંગ્રેજનું મુખ્ય થાણું ફોર્ટ સેંટ જ્યોર્જ હલ્લો કરી એણે લઈ લીધું. એણે થોડા પૈસા લઈ એ પાછું આપવાને કબુલ કર્યું; પણ ડુપ્લી એની ઉપર નાખુશ તેથી એ મોરિશિઅસ પાછો ગયો.

પછી ડુપ્લીએ ફોર્ટ સેંટ ડેવિડ ઉપર હૂમલો કર્યો, પણ કંઇ વળ્યું નહીં. એટલામાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે એકસ લા શાપલના તહનામાથી સુલાહ થઈ, અને શત્રુભાવ થોડો વખત બંધ પડયો.

તંજોરના રાજાની ગાદી એનો ભાઈ બથાવી પડયો હતો, તે પાછી મેળવવામાં તેને મદદ કર્યા બદલ, અંગ્રેજને તંજોરના રાજા પાસેથી દેવિકોટા મળ્યું.

૧૭૫૦ માં, હૈદ્રાબાદ (નિઝામની રાજધાની) અને આર્કટ (કર્ણાટકની રાજધાની) માં ગાદીના વારસા બાબત લઢાઈ શરૂ થઈ.

હૈદ્રાબાદની ગાદી વાસ્તે નાઝિરજંગની સામે મિરજાફાર્જંગ થયો.

આર્કટની ગાદી સારૂ અનવરૂદ્દીનની સામે ચંદાસાહેબ ઉઠયો.

એ બંને પ્રતિપક્ષીઓએ પોતાનાં સૈન્ય એકત્ર કીધાં, અને ફ્રેન્ચ સેનાપતિ બુસિની કુમકથી તેમના સામાવાળીયાઓ ઉપર હલ્લો કર્યો. અનવરૂદ્દીન માર્યો ગયો, અને તેનો છોકરો મહમદઅલ્લી ત્રિચિનોપોલી નાસી ગયો. નાઝિરજંગ પણ પોતાનીજ છાવણીમાં મારાને હાથે મુઓ, એટલે બુસિએ ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ અને મિરજાફાર્જંગને હૈદ્રાબાદનો નિઝામ કરી ગાદીપર બેસાડ્યા. પણ મીરજાફાર્જંગ પછી થોડા દીવસમાં માર્યો ગયો, તેથી નાઝિરના ભાઈ સલાબતજંગને ગાદીએ બેસાડ્યો. આ વખત ડુપ્લીની ચઢતીનો હતો. નિઝામ અને નવાબને સત્તા મળી તે એનો પ્રતાપ, અને તેઓએ એને દક્ષિણ હિંદુસ્તાનનો સુબો બનાવ્યો.

પછી ચંદાસાહેબે અને ફ્રેન્ચે સાથે મળીને, ત્રિચિનોપોલિમાં અંગ્રેજના મળતીયા મહમદઅલ્લી ઉપર હુમલો કર્યો, અને તેને ભારે દબાણમાં આણી નાંખ્યો. એટલામાં ક્લાઈવ નામે એક અંગ્રેજ કપતાન લડાઈનો કાંટો ફેરવી નાંખવા પ્રગટ થયો.

કલાઈવ પ્રથમ મુલ્કી ખાતામાં માત્ર કારકુન હતો, પણ ક્ષત્રીય લક્ષણનો હોવાથી એણે થોડા વખતમાં વાણિયાનું કામછોડી દઈને ક્ષત્રીનો ધંધોપકડયો. ચંદાસાહેબની રાજધાની આર્કટ ઉપર હલ્લો કરવાને જ્યારે એણે પોતાનો સાહસિક વિચાર જણાવ્યો, તે વખત એ ફોર્ટ સેન્ટ ડેવિડમાં હતો. ફકત ૨૦૦ ગોરા અને ૩૦૦ દેશી સિપાઈઓ લેઈ એ ગાજવિજના તોફાનમાં નહિ ડગતાં આર્કટ ઉપર ગયો. ગારિસનના માણસ, જે કે લડાઈ કરે એવા૧૧૦૦ સિપાઈ હતા, પણ તે ભયભિત થઈ જગા તજીને નાઠા, અને એણે તે બિનહરકતે હસ્ત કરી લીધું. આ ખીના સાંભળતાંજ, ચંદાસાહેબે પોતાના છોકરા રાજાસાહેબને દસ હજાર માણસનું લશ્કર આપી પોતાનું રાજધાની શેહેર પાછું લેવા મોકલ્યો. પણ કલાઈવે, પોતાની સાથે તન મનથી હળી ગએલા સિપાઈઓની ટુકડી વડે, સાત અઠવાડીયાં સુધી તેમની સામે ટકાવ કર્યો, છેલ્લા હલ્લામાં મરણીયા થઇને પડેલા સિપાઈઓને મારી પાછા હઠાવ્યા, અને લશ્કર કુમકે આવી પહોંચતાંજ શત્રુની પૂંઠે પડી આર્નિ આગળ તેમને કેવળ સૈન્યભંગ કર્યા. પછી કલાઈવે કંજીવરમમાં ફ્રેન્ચના રક્ષણ નીચે એક મોટું દેહેરૂં હતું તે હસ્તગત કર્યું, અને એ ફોર્ટ સેન્ટ ડેવિડ પાછો આવ્યો.

મનકામના પૂર્ણ થઈ; ત્રિચિનાપોલીનો ઘેરો લથડી ગયો, અને મહમદઅલ્લીને બધી જગાએ કર્ણાટકનો નવાબ કબુલ કરયો.

મેજર લોરેન્સ અને કલાઈવ મહમદઆલ્લીને જઈ મળ્યા, તેની પૂર્વે તેની કુમકે ૧૪૦૦૦ માણસ મ્હેસૂરથી, ૬૦૦૦ મરેઠા અને કેટલુંક લશ્કર તંજોરથી આવેલું હતું. સામે આવું લશ્કર દેખીને, ફ્રેન્ચ ત્રિચિનાપોલીમાંથી પાછા હઠી, સિરંગગામના એક કિલ્લાબંધ દેહેરામાં જઈ ભરાયા,પણ થોડાં અઠવાડિયાં પછી, તેમને તાબે થવાની જરૂર પડી. ચંદાસાહેબને એના લશ્કરે તજી દીધો, તેથી તે તંજોરના લશ્કરને શરણ થયો, અને તેમણે તેને વિશ્વાસઘાત કરીને મારી નાંખ્યો.

કલાઇવે મદ્રાસ પાસેના કોવિલાંગ અને ચિંગલીપટ નામના કિલ્લા હસ્તગત કર્યા, અને પછી એ વિલાયત ગયો.

૧૭૫૪ માં, ડુપ્લીને ફ્રાન્સ પાછો બોલાવ્યો, ત્યાં તેની ઉપર કામ ચાલ્યું, અને એની ગેરઆબરૂ થઈ. ફ્રેન્ચની સત્તા અને અધિકારનો ભારે અટકાવ થયાથી, નવા ગવર્નર ગોધ્યુએ સલાહ કરી, તેની સરતો અંગ્રેજને અનુકુળ હતી.

૧૭૫૪

# बाब ३ जो.

## बंगालामां पेहेली लडाई.

૧૭૫૬—૫૭

**અંધારી કોટડી**—સુરાજાદૌલા ( પ્રબળ રાજા અલિવરદીખાનો છોકરો ) બંગાળા, ઓરિસ્સા અને બહારનો નવાબ થયો, અને તે અંગ્રેજ ઉપર કટ્ટો દ્વેષ રાખતો, તેથી એણે તેમને ફોર્ટ વિલ્યમની મરામતનું કામ ચાલતું હતું તે બંધ રાખવાને હુકમ કરયો. એમ છતાં એના હુકમને ગણકાર્યો નહીં, તેથી એણે મોટું લશ્કર લઈને એ કિલ્લા ઉપર હલ્લો કરયો. ફકત ૧૯૦ માણસ, હોલવેલ નામના, મુલ્કી ખાતાના એક અમલદારના ઉપરીપણા નીચે, તે કિલ્લાનું રક્ષણ કરવા રહ્યા, અને બાકીના વહાણ ઉપર નાસી ગયા. કિલ્લો ત્રણ દીવસમાં લઈ લીધો, ૧૪૬ માણસને કેદ પકડ્યા, અને તેમને ૧૮ ફુટ લાંબી અને ૧૪ ફુટ પોહોળી, એવી એક નાની કોટડીમાં, તે રાતના ઘોચી ઘાલ્યા, ત્યાં તેમણે અતિ ત્રાસદાયક વેદના ભોગવી; પ્રભાતે માત્ર ૨૩ જણ જીવતા જણાયા. એવામાં ક્લાઈવ લેફ્ટેનન્ટ કર્નલ થઈને ઇંગ્લાંડથી આવ્યો હતો, અને એણે પશ્ચિમ કાંઠા ઉપરના મરેઠા ચાંચીયાનો ઘેરિઆગઢ હસ્ત કરી લઈને તોડી નાંખ્યો હતો, એટલામાં મદ્રાસ સરકારે અંધારી કોટડીનું વેર લેવા એને હુકમ કરયો.

૧૭૫૬

એડમિરલ વોટસનની આરમાર સહિત એ કલકત્તે આવી પહોંચ્યો, આવી પહોંચતાંજ એણે એ શેહેર પાછું લીધું, હુગલી કિલ્લો હસ્તગત કરયો. અને સુરાજાદૌલાને હરાવી સલાહ કરવાની જરૂર પાડી.

૧૭૫૭

ક્લાઇવે પછી કલકત્તાની ઉત્તરમાં ફ્રેન્ચનું થાણું ચંદ્રનગર હલ્લો કરી લેઈ લીધું, કારણકે ફ્રેન્ચ નવાબ સાથે ખટપટ કરતા માલમ પડ્યા હતા.

સુરાજાદૌલા તરતની સલાહ થએલી છતાં બેદીલ રહેતો, અને તે એટલોતો નિર્બંધપણે વર્તતો કે એના સેનાપતિ મિરજાફરે, એની સામે છાની સંતલશ કરી તેને ક્લાઇવે ઉત્તેજન આપ્યું.

અમિચંદ નામના એક શ્રીમંત હિંદુ વેપારીએ, ૩૦ લાખ રૂપિઆ મને આપવા કબુલ કરો, નહિતો, હું એ મસલત ફોડી દેઉછું એમ કહી, ધમકી આપી. એ ગભરાટમાં ક્લાઇવે લેખી પણ બનાવટના દસ્તાવેજથી એ રકમ કબુલ કરવાનો નીચ ઉપાય સાધ્યો; અને એણે એટલેસુધી હામ ચલાવી કે, તે દસ્તાવેજપર, જ્યારે એડમિરલ વૉટસને પોતાની સહી કરવા ના પાડી ત્યારે, એણે તેના નામની સહી પણ બનાવી. લડાઇને જોઈતી બધી તૈયારી થઈ ચુકી, ત્યારે ક્લાઇવે સુરાજાદૌલાને કાગળ લખ્યો, તેના મચકુર પ્રમાણે નવાબે તેને લડાઈનું કેહેણ માન્યું, અને બધા લશ્કર સહિત અંગ્રેજ સામે કુચ કરી.

**પ્લાસીનું યુદ્ધ**—કલાઇવ એને પ્લાસી આગળ ભેટ્યો, પણ મિરજાફર તરફની મદદની આશામાં નાઉમેદ થવાથી, લગાર વાર મનમાં ઢચુપચુ થયો, પરંતુ થોડીવારમાં, કોઈની દરકાર કરવી નહીં ને સામે થવું, એમ એણે નક્કી કર્યું. એણે રણસંગ્રામ આપ્યો, અને જેમાં ભાગ્યે ૯૦૦ ગોરા સિપાઈ હતા એવા ૩૦૦૦ માણસના લશ્કરથી, જેમાં ૧૫૦૦૦ સ્વાર હતા તેવા ૩૫૦૦૦ માણસના સૈન્ય ઉપર મોટો જય મેળવ્યો. સુરાજાદૌલા નાસાનાસમાં મારચો ગયો, અને મિરજાફરની તેની જગાએ આણ ફરી. અંગ્રેજે મેળવેલી લૂટ એટલી તો ભારે હતી કે, માત્ર ક્લાઈવ એકલાનોજ હીસ્સો રૂ૫૦૦૦૦૦૦ નો હતો.

૧૭૫૭

અમિચંદ, મળેલો દસ્તાવેજ ખોટો છે એમ શાંભળતાંજ, મુર્છાગત થયો, અને ભાન આવતાં ગાંડો બની ગયો.

---

# बाब ४ थो.

## कर्णाटकमां बीजी लडाई.

૧૭૫૬—૬૧

ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે ફરીને લડાઈ સળગ્યાથી, વળી હિંદુસ્તાનને તેની ઝાળ ખમવી પડી. અંગ્રેજનું લશ્કર મદુરા અને તિનાવલીની અંદર લડાઈમાં ગુંથાયલું હતું, તેવામાં ફ્રેન્ચે ત્રિચિનોપોલી ઉપર હલ્લો કર્યો, પણ કપતાન કૅલિઅડ વખતસર આવી પહોંચ્યો હતો, તેણે તેમને મારી પાછા હઠાવ્યા.

૧૭૫૬

કૌન્ટ ડી લાલી ( જાતનો આઈરિશ પણ ફ્રેન્ચની ચાકરીમાં રહેલો ) આરમાર સહિત ફ્રાન્સથી આવી પહોંચ્યો, અને તત્કાલ હલ્લો કરી અણે ફૉર્ટ સેન્ટ દેવિડ લઈને તોડી નાંખ્યો.

૧૭૫૮

પછી એણે નિઝામના રાજ્યમાંથી મોનશિયર બુસિને બોલાવ્યો, અને ૪૦૦૦ ( જેમાં માત્ર ૧૮૦૦ અંગ્રેજ સિપાઈ હતા. ) માણસ સામે ૭૦૦૦ ( જેમાં ૩૦૦૦ ફ્રેન્ચ સિપાઈ હતા, ) માણસ લઈ ફૉર્ટ સેન્ટ જ્યોર્જ ઉપર હલ્લો કર્યો ; પણ ફ્રેન્ચ છાવણીમાં, ગર્વિષ્ટ અને તામસી કૌન્ટ ડી લાલી દરેકને અણગમતો અને કુસંપ હતો, એથીકરી એને મારી પાછો હઠાવી દીધો.

મોનશિયર બુસિને દક્ષિણમાં પાછો બોલાવ્યા પછી, કર્નલ ફૉર્ડને ઉત્તર સરકારમાં મોકલ્યો, ત્યાં તેણે કન્ડોર આગળ ફ્રેંચનો પરાજય કરી મછલિપટણ લેઈ લીધું

કર્નલ કુટ કુમકના લશ્કર સહિત ઇંગ્લાંડથી આવી પહોંચ્યો, અને એણે એકદમ રણક્ષેત્રમાં ઉતરી વાંડીવાશનો અગત્યનો કિલ્લો હસ્ત કર્યો.

૧૭૫૯

અંગ્રેજ અને ફ્રેન્ચ બંનેનાં અભંગ સૈન્ય વાંડીવાશ આગળ સામસામે થયાં, ત્યાં પાછલ કહેલા ( ફ્રેન્ચ ) તદન સૈન્યભંગ થયા અને મોનશિયર બુસિ કેદ પકડાયો.

વાંડીવાશની લડાઈ ૧૭૬૦

ત્યાર પછી અંગ્રેજે પાન્ડિશરીને ઘેરો ઘાલ્યો, ત્યાંના ગારિસને ભૂખ-

१७६१ વહેલો દારૂણ ઝઘડો કર્યો, અને પછી તે હસ્તગત થયું. એના કોટકિલ્લા અંગ્રેજે તોડી જમીનદોસ્ત કર્યા.

વળી થિઆગઢ અને ગિંજી એ બે ડુંગરી કિલ્લા અંગ્રેજને તાબે થતાં, ફ્રેન્ચને તાબે હિંદુસ્તાનમાં એક પણ લશ્કરી સ્થળ રહ્યું નહી.

કૌન્ટ ડી લાલી ફ્રાન્સ પાછો ગયો, ત્યાં તેની ઉપર ફ્રેન્ચની સત્તા હિંદુસ્તાનમાંથી ખોવાનો આરોપ મુકાયો, અને એને ગેરવાજબી
१७६६ રીત ફાંસી દીધી.

## बाब ५ मो.

## बंगालामां बीजि लडाई.

१७५८–६७.

શાહઆલમ (દીલ્હીના બાદશાહનો છોકરો) અને સુજાદૌલા (અયોધ્યાનો સુબો) મિરજાફરને બંગાળાનો નવાબ કબુલ કરવા
१७५८ નાખુશ, તેથી તેમણે એના રાજ્યમાં કુચ કરી પટનાને ઘેરો ઘાલ્યો; પણ કલાઈવ સામે આવે છે એમ સાંભળતાંજ, તેઓ એકદમ વિખેરાઇ ગયા. મિરજાફરે, ખુશી થઇને, કમ્પની પાસેથી પોતાને જે નામનું ભાડું મળતું તે, એ સરદારને જીવતાં લગી બક્ષીસ કરી દીધું (વરસના રૂ ३०००००).

ડચ—મિરજાફરે, અંગ્રેજની માગણીથી અતિશય કાયર થઈને, તેમની ઉપરથી મનોભાવ ઉતારી દીધો, અને મદદ વાસ્તે ચિન્સૂરા-
१७५९ માં ડચને છાની અરજ કરી. થોડા વખતમાં १५०० માણસ સહિત સાત ડચ વહાણ બતેવિઆથી હુગલી નદીમાં આવી પહોંચ્યાં; પણ તેઓ તેમના દેશીભાઇઓને જઈ મળે તે પેહેલાં, કલાઈવ અને કર્નલ ફોર્ડે તેમને એવાતો સૈન્યભંગ કર્યા કે, ચિન્સૂરાંના ગવર્નરે, નમ્રતા પૂર્વક માફ માગી, લડાઇનું ખરચ આપવા કબુલ કર્યું.

ક્લાઇવના બીજી વાર ઈંગ્લાંડ સિધાવ્યા પછી, શાહઆલમ અને સુજાદૌલાએ લાગ જોઈને એ દેશ ઉપર ફરીથી ચઢાઈ કરી, આ વખતે બંગાળા ઘણી બારીક દશામાં હતું.

૧૭૬૦

૧. મિરજાફરનું લશ્કર, ચઢેલો પગાર ન મળ્યાથી, બળવાખોર જેવું થઈ ગયું હતું.

૨. મિરજાફરનો જમાઈ મિરકાસિમ, જેણે પોતાની ગાંઠના પૈસા વેહેંચી લશ્કરને શાંત પાડ્યું હતું, અને જેને નવા ગવર્નર વાન્સિટાર્ટે મિરજાફરની જગાએ ગાદી ઉપર બેસાડ્યો હતો, તે, અંગ્રેજને બેહદ પૈસા આપવા પડતા તેથી બેદીલ થઈ, શત્રૂનો પક્ષ લેવા લાગ્યો.

૩. અંગ્રેજો, પોતાના જુલમ અને પૈસાના લોભથી, અલખાનણા આગજેવા થયા હતા, અને દેશી લોકને અંગ્રેજ નામે માણસ ઉપરથી બીલકુલ ભરોસો ઉઠી ગયો હતો.

૪. વાન્સિટાર્ટે, ક્લાઈવનો દોસતદાર અને પટનાનો વફાદાર દેશી સુબેદાર રામનારાયણ, તેને શત્રૂના હાથમાં જવા દઈ, મારી નંખાવ્યો હતો, તેથી દેશી લોક છેક ચિઢાઈ ગયા હતા.

૫. મેજર હેક્ટર મંત્રોના તાબા નીચેના સિપાઇઓ પણ ફિતુરી થયા; તેઓએ વધારે પગાર માગ્યો, અને તેઓ, જ્યારે તેમના આગેવાનોમાંથી ૨૪ જણને તોપને મોંડે બાંધી ઉરાડી મુક્યા, ત્યારેજ પાછા તાબે થયા.

બંગાળાની આવી હાલત હતી; પણ અંગ્રેજ નિરાશ થયા નહીં. મિરકાસિમના ફતવા પછી, તેઓએ ઉમરે પહોંચેલા મિરજાફરને ફરીને ગાદી ઉપર બેસાડ્યો. બાદશાહી ( નવાબના ) લશ્કર સાથે કેટલીક નાની લડાઇઓમાં લડીને ફતે મેળવી, પછી ઘેરિઆ મુકામે એક મોટી લડાઇ થઈ, તેમાં મિરકાસિમ ઉપર પૂર્ણ જય મેળવી તેનું પ્રિય નગર મોંગિર લઈ લીધું.

આવી આફત આવ્યા પછી, મિરકાસિમે, ક્રોધના આવેશમાં આવીને, મિ૦ એલિસ અને પટનામાંના બીજા અંગ્રેજોને દગાથી મારી નાંખવાનો હુકમ કર્યો. સમરૂ નામના એક સાહસિક યૂરોપીઅને, થોડાક સિપાઈઓ મદદે લઈ, એ કૃત્ય કર્યું; અંગ્રેજોએ પટના

પટનાની કતલ ૧૭૬૩.

જ્યારે ફરીથી લીધું, ત્યારે મિરકાસિમ સુજાદૌલાની છાવણીમાં અયોધ્યા નાસી ગયો.

અંગ્રેજોએ, પ્રથમ મેજર કર્નાકની સરદારી નીચે પટના આગળ, અને પછી મેજર મન્રોની સરદારી નીચે બક્ષર આગળ, એકસંપી રાજાઓને કેવળ સૈન્યભંગ કર્યા; ત્યારે નવાબ અંગ્રેજને શરણ આવ્યો; અને સુજાદૌલા આખરે કરા આગળ સૈન્યભંગ થયો, અને લખનોર તથા અલહાબાદ ગુમાવીને, જનરલ કર્નાકને શરણ ગયો.

૧૭૬૪

પ્લાસીનો વીર (કલાઈવ અમીરની પદવી મળ્યાથી આ વખતે લોર્ડ કલાઈવ) ઉઠેલી ફરિયાદીઓની દાદ આપવાને, અને મુખ્યત્વેકરી બંગાળામાં સત્તાના ખોટા ઉપયોગ થતા તેનો નાશ કરવાને, ઇંગ્લાંડ સરકારમાંથી કુલ અખત્યાર લઈને, હિંદુસ્તાન ખાતે આવ્યો. એ આવીને એકદમ કામ ઉપર બેઠો.

કલાઈવના સુધારો.

૧. એણે બંગાળા, બહાર અને ઓરિસા ( ઓઢિઆ ) અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં, અને તેનું મેહેસૂલ લેવાનો હક કમ્પનીને આપ્યો; મિરજાફરના વારસને હજી પણ નામધારી નવાબ કરવાનો હતો.

૨. સરકારી નોકરોના પગાર વધારીને તથા તેમને ખાનગી વેપાર કરવાની મના કરીને એણે મુલ્કી ખાતામાં સુધારો કર્યો.

૩. લસ્કરી ખાતામાં અમલદારોને, જ્યારે લડાઈની ચાકરીપર હોય, ત્યારેજ બમણું ભાથું મળે એવો ધારો કાઢયો. આથી અમલદારોએ નારાજી થઈ બંડ કર્યું, અને તેમાંના બસેં જણે રાજીનામાં આપ્યાં; પણ કલાઈવ દૃઢ રહ્યો, અને તેમની ખાલી પડેલી જગાઓ પુરી નાંખવાને એણે મદ્રાસથી નવાં માણસ તેડાવ્યાં.

મિરજાફરે તેના છેલ્લા વસીઅતનામામાં જાત બક્ષીસના કરીને કલાઈવ સાહેબને સારૂ રૂ ૫૦૦૦૦૦ મુક્યા હતા, પણ કલાઈવ સાહેબે એ બક્ષીસ અંગીકાર કરી નહીં. અશક્ત અમલદારો અને સિપાઈઓના કલ્યાણ અર્થે, તે એણે ધર્માદા આપી દીધી.

એ હિંદુસ્તાન છોડી ગયો તે પછી પાછો આવ્યો નહીં, અને ઇંગ્લાંડમાં અતિ શ્રીમંતમાં ગણાતો કેટલાંક વરસ પછી મરણ પામ્યો.

# બાબ ૬ ઠો.

## મ્હૈસૂરની પેહેલી લડાઈ.

૧૭૬૭–૬૯.

**વિગ્રહનું કારણ**—હૈદરઅલ્લી નામે, સાહસિક બુદ્ધિ અને શુરા સ્વભાવનો પણ નીતિનાં ધોરણ વગરનો, એક મુસલમાન લૂંટ તથા જીવસાટાનાં કામ કરવામાંથી મ્હૈસુરની રાજ્યગાદીએ ચઢ્યો. (૧૭૬૭) એટલાથી સંતોષ ના પામતાં, એણે પોતાની સત્તા હજી આગળ વધારવાની ઈચ્છા કરી, અને આસપાસના દેશો પર હુમલા કરવા માંડ્યા.

અંગ્રેજે, એની સામે થતા પેહેલાં, નિઝામ, મરેઠા અને નવાબ સાથે ઐક્ય કર્યું હતું, પરંતુ હૈદરે નિઝામ અને મરેઠાને લાંચ આપી ફોડ્યા, તેથી કર્નલ સ્મિથને પોતાના લશ્કર સહિત મદ્રાસ તરફ પાછું ફરવું પડ્યું.

હૈદર એની પૂઠે પડ્યો, પણ મદ્રાસની દક્ષિણે ચંગામ આગળ હારી ગયો, અને પછી તરતજ ત્રિનોમાલી આગળ પાછો સૈન્યભંગ થયો. (૧૭૬૭) (એના ૪૩૦૦૦ સ્વાર અને ૨૮૦૦૦ પાયદળ સામે અંગ્રેજના ૧૦૦૦ સ્વાર અને ૬૦૦૦ પાયદળ હતું). આ ઉપરથી નિઝામ પસ્તાયો, અને પછી અંગ્રેજનો મળતીયો થઈ તેમના પક્ષમાં આવી પાછો દાખલ થયો.

હૈદર, અંબૂરગઢ ઉપર હુમલો કરવામાં પણ, એજરીતે નિષ્ફળ થયો; કાલવર્ટ નામે એક કપતાન સરદાર ત્યાં હતો, તેણે મોટી બહાદુરીથી, એની સામે થઇ, એ કિલ્લાનું સંરક્ષણ કર્યું.

પછી અંગ્રેજે, લશ્કરની બે ટુકડીઓ પાડી, હૈદરના રાજ્યમાં બે જગાએથી પ્રવેશ કર્યો, પરંતુ કંઈ જય મળ્યો નહીં; હૈદરે કેટલીક ફતે મેળવી, અને મુંબઈના લશ્કરે એના આગળથી નહાસી જઇને નામ બોળ્યું. (૧૭૬૮) આ પછી, હૈદરનીજ કહેલી વ્યવહારિક સરતો મુજબ, મદ્રાસમાં સંધિપત્ર લખાયું. (૧૭૬૯)

**સલાહની સરત**—દરેક પક્ષવાળાએ, લડાઈની દરમિયાન એક બીજાનું

જે કંઈ લીધું હોય, તે પાછું આપવું, અને શત્રુ ચઢી આવે તો એકબીજાને મદદ કરવી.

# बाब ७ मो.

# मरेठा साथे पेहेली लडाई.

૧૭૭૬–૮૨.

**બંગાળામાં નવો સુધારો**—ક્લાઈવના સિધાવ્યા પછી, (૧૭૬૭), બંગાળા પાછું ભારે અવ્યવસ્થામાં આવી પડ્યું. ડહાપણથી કરેલા એના સુધારા બરાબર રીતે અમલમાં આવ્યા નહીં, અને ઇંગ્લાંડમાં, ઇસ્ટ ઈન્ડિઆ કમ્પનીના ડિરેકટરોને ફરીથી સુધારો કરવાની જરૂર પડી. એ કામની બધી માથાફોડ નવા **ગવર્નર વોર્ન હેસ્ટિંગ્સને** માથે આવી પડી.

૧૭૭૨

૧. મેહેસૂલ વસૂલ કરનાર અમલદારો અંગ્રેજ ગ્રહસ્થોમાંથી નિમાયા, અને દેશીઓ બાતલ થયા.

૨. **ધી રેગ્યુલેટિંગ એક્ટ**, (રાજ્ય કારભાર ચલાવવાના ધારાનો કાયદો) એ નામે એક ધારો પસાર થયો, જેથી ઠરાવ થયો કેઃ—

(अ) હિંદુસ્થાનનું રાજ્ય, કૌન્સિલના ચાર મેમ્બરોની મદદથી, બંગાળાનો **ગવર્નર જનરલ** ચલાવે; અને **મુંબાઈ** તથા **મદ્રાસમાં** કૌન્સિલ સાથે એક **ગવર્નર** રહે.

(ब) કલકત્તામાં એક નવી અદાલત સ્થાપવી.

(क) કોઇપણ સરકારી નોકરે દેશી લોક પાસેથી કંઈપણ જાતનું નજરાણું લેવું નહીં.

આ ધારાની રૂઈએ, **વોર્ન હેસ્ટિંગ્સ** પેહેલવેહેલો **ગવર્નર જનરલ** નિમાયો, અને તેણે કમ્પનીને અગણિત ફાયદો થાય એવી રીતે, ૧૩ વરસ સુધી, એ ઓહ્દા ઉપર રહી અમલ ચલાવ્યો, પરંતુ કૌન્સિલમાંના ત્રણ નવા મેમ્બરોના દ્વેષી સ્વભાવને લીધે, એને તેમની સાથે અતિશય ક્લેશ કરવો પડ્યો; તેઓ લાગટ છ વરસ લગી, દરેક બાબતમાં, એની યોજનાઓની સામે

આવ્યા. અને જો, **વોર્ન હેસ્ટિંગ્સ**માં સ્વાભાવિક વિલક્ષણ બુદ્ધિ નહોત, અને એ કેટલેક પ્રસંગે ચાલાક કરતાં કંઈક ઓછો પ્રમાણિક થયો તે થયો નહોત, તો ઇંગ્લાડને હિંદુસ્તાનના રાજ્યનું જોખમ લાગ્યા વગર રહ્યું નહોત.

**વોર્ન હેસ્ટિંગ્સે, કૌન્શિલના મેમ્બરો** વિરૂદ્ધ હતા તે છતાં, **રોહિલા**ને હાંકી કાઢવામાં **સુજાદૌલા**ને મદદ આપી. **રોહિલા**, એ આવી વશેલા **અફ્ગાન** જાતના લોક હતા, અને તેમણે **અયોધ્યા**ની વાયવ્ય દિશામાં (**રોહિલ**ખંડમાં) પોતાની સત્તા સ્થાપી હતી. તેમનો મુલક **અયોધ્યા**ના રાજ્ય સાથે જોડી દીધો, અને **કમ્પની**ના જામદારખાનામાં રૂ ૫૦૦૦૦૦ લઈને ભર્યા.

**રાજા નંદકુમાર** નામે કલકત્તાનો એક શ્રીમંત બ્રાહ્મણ હતો, તેણે, **કૌન્સિલના મેમ્બરોની** ઉશ્કેરણીથી, **વોર્ન હેસ્ટિંગ્સ** ઉપર રૂસ્વત લીધાનો આરોપ મુકયો; પરંતુ એ બાબતની તજવીજ ચાલતી હતી, તેવામાં નંદકુમારનીજ પર ખોટો દસ્તાવેજ બનાવ્યાનું તહોમત આવ્યું; નવી **અદા**લતમાં એની તપાસ ચલાવી, ને વિલંબ ન કરતાં, ઉશ્કેરાયલા હજારો દેશી લોકની નજર આગળ, એને ફાંસી દીધી.

**વિગ્રહનાં કારણ**—૧. **રોહિલા**ને કાઢી મુકયા, અને **નંદ**કુમારને ફાંસી દીધી, તેથી દેશી લોકમાં અસંતોષ પેદા થયો.

૨. **મરેઠા** સરદારો **પેશ્વા**ની પદવી વાસ્તે માંહોમાંહ કજીઆમાં પડેલા હતા, અને તેવામાં **મુંબઈ** સરકારે તેમનો **સાલ્સેટી** (**સાષ્ટી**) બેટ હસ્ત કરી લીધો, તેથી તેઓ અતિશય ખિજવાઈ ગયા.

પુરંધરનું તહનામું ૧૭૭૬.

**પુરંધર** મુકામે **મરેઠા** સાથે તહનામુ થયું, તેના કરારમાં, **અંગ્રેજ સાલ્સેટી** લે, પરંતુ તેઓ **પેશ્વા**ની ગાદી ઉપર હક કરીને સામે થયલા **રાઘોબા**ને અટકાવે, એવો ઠરાવ થયો. પણ એ તહનામું પાળ્યું નહી, અને લડાઈ વાસ્તે છાની તૈયારી ચાલી. **વોર્ન હેસ્ટિંગ્સે** એકદમ છેવટના ઉપાય લીધા.

૧૭૭૮

**મુંબઈ**થી ૪૦૦૦ માણસનું લશ્કર નીકળી **પૂના** તરફ ગયું, પરંતુ તે નામને લાંછન લાગે એવી રીતે વર્ત્યું. **મરેઠા** તેમને ઈજા કરે, નહીં અને મુંબઈ પાછા જવા દે, એટલા માટે તેઓએ

સાલ્સેટી આપી દીધું. એ લશ્કરનો સરદાર કર્નલ કોકબર્ન હતો.

એટલામાં વોર્ન હેસ્ટિંગ્સે કલકત્તેથી જમીન રસ્તે લશ્કર મોકલવાની સાહસિક તદબીર અમલમાં આણી હતી.

કર્નલ ગોડાર્ડે મહાભારત મુસીબતો વેઠીને શત્રૂની સામે દેશમાં રસ્તો કાપ્યો, સત્વર સુરત જઈ પહોચી છાવણી નાંખી, અમદાવાદ લીધું, અને મરેઠાના ૪૦૦૦૦ માણસના જોરાવર લશ્કરનો પરાજય કીધો.

૧૭૭૯

આણીગમ કપતાન પોફમને ગોહદના રાણાને મદદ કરવા મોકલ્યો હતો; તેણે ત્યાં લહારનગર સર કર્યું, અને ગ્વાલિયરના મજબૂત ગઢને છાપો માર્યો.

ત્યારપછી થોડે દીવસે એ લડાઈ બંધ પડી. કારણકે, હૈદર સાથે લડાઈ ચાલ્યાથી, કેટલીક ભાંજગડ કરી, સાલબાઈ મુકામે સલાહ કરી.

**સલાહની સરત**—પુરંધર મુકામે તહનામુ થયા પછી લીધેલી બધી જગાઓ મરેઠાને પાછી આપવી, એટલેકે સાલ્સેટી અંગ્રેજે રાખવું અને બાકીની જગાઓ પાછી આપવી.

સાલબાઈનું તહનામુ ૧૭૮૨.

## बाब ८ मो.

# મ્હૈસૂરની બીજી લડાઈ.

૧૭૮૦-૮૪

**વિગ્રહનાં કારણ**—૧ અંગ્રેજે, હૈદરની તકરાર છતાં, ડચ કનેથી નાગોર અને માહી લીધાં હતાં.

૨. અંગ્રેજનું લશ્કર, નિઝામની મદદે જતાં, અજાણથી હૈદરના રાજ્યમાં થઈને ગયું હતું.

૩. ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગ્યાથી, ફ્રેન્ચ લોકે હૈદરને ઉશ્કેર્યો અને મદદ કીધી, તે એટલે સુધી કે, મોનશિયર બ્યુસ્સિ જાતે એના લશ્કરનો સરદાર થયો.

હૈદર એક લાખ માણસનું સૈન્ય લઈ શ્રીરંગપટણથી નિકળ્યો, અને તે કર્ણાટકને પાયમાળ કરી મુકતો મદ્રાસ તરફ વધતો હતો. આ વખતે એની સામે થવાને અંગ્રેજ પાસે માત્ર થોડું લશ્કર

૧૭૮૦

હતું, અને તેમણે યોગ્ય બચાવ કરવાને કંઈ પણ તૈયારી કરી ન હતી. હૈદરે એ લડાઈની દરમિયાન ઘણીક જીતો મેળવી.

**કર્નલ બેલીનો પરાજય**—કર્નલ બેલી ગંટુરમાં હતો, ત્યાંથી હુકમ પ્રમાણે નિકળીને તે **સર હેકટર મન્રોના** લશ્કર સાથે મળી જવા જતો હતો, એટલામાં હૈદરના છોકરા **ટીપુએ પીરંબોમ્બમ** આગળ રસ્તામાં એને ઘેરી લીધો, અને નિર્દયરીતે એના લશ્કરનાં લગભગ બધાં માણસને કાપી નાખ્યાં. **કર્નલ બેલીનો** પરાજય થયો તેથી **સર હેકટર મન્રોને** પોતાના લશ્કર સહિત **મદ્રાસ** તરફ પાછાં ફરવું પડ્યું.

વોર્ન હેસ્ટિંગ્સે મેહેનત કરવામાં પાછી પાની કરી નહી. ૨૪ દીવસની અંદર એણે બંગાળાના સેનાધિપતિ **સર આયર કુટને** લશ્કર સહિત **મદ્રાસ** મોકલ્યો. કુટે આવીને ઘણાક કિલ્લા શત્રુના હાથમાંથી છોડવ્યા, પરંતુ **ચિલમ્બ્રમ** લેવામાં એ ફાવ્યો નહીં.

હૈદરે, આ ફતેથી ફુલાઈ જઈને, **પોર્ટો નોવો** આગળ **સર આયર કુટ** ઉપર હુમાલો કર્યો, પરંતુ ત્યાં એણે અણચિંતી પૂર્ણ હાર ખાધી.

૧૭૮૧

પછી **પોલીલોર** આગળ લડાઈ થઈ, તેમાં એકે પક્ષની હાર કે જીત થઈ નહીં.

પરંતુ ત્યારપછી, **શોલિંગર** આગળ જે લડાઈ થઈ, તેમાં હૈદર પાછો હારી ગયો, અને એનાં ૫૦૦૦ માણસ મર્યાં ગયાં, જ્યારે અંગ્રેજનાં માત્ર ૧૦૦ જ મુઆં. આ લડાઈમાં **મદ્રાસના** દેશી પાયદલની ૨૦ મી પલટણે ઘણીજ બહાદુરી બતાવી, તેની અંબરની નિશાની તરીકે, તેના વાવટા ઉપર "**શોલિંગર**" શબ્દ અદ્યાપિ દીઠામાં આવેછે.

શોલિંગરનું યુદ્ધ.

**ડચ**—ઇંગ્લાંડ અને હોલાન્ડ વચ્ચે દુશ્મનવટ ચાલ્યાથી, **કમ્પનીના** લશ્કરે હિંદુસ્તાનમાં તેમનાં સંસ્થાન ઉપર ચઢાઈ કરી. અને સેહેજ લડાઈ થયા પછી, પૂર્વ કિનારા પરનાં તેમનાં બધાં થાણાં ( **સાડ્રાસ, પૂલીકટ,** અને **નેગાપટણ** ) લઈ લીધાં

૧૭૮૧

**કર્નલ બ્રાથ્વેટનો પરાજય**—લડાઈનું નવેસરથી મંડાણ થયું, તેની સરુઆતમાંતો **કર્નલ બ્રાથ્વેટ** ૨૦૦૦ માણસના લશ્કરથી **તંજોરની** અંદર

જીત પર હતો, પરંતુ પાછળથી **ટીપુ**ના ભેદુઓથી ઠગાઇને એ ફસાયો, અને ચારે તરફથી ઘેરાઈ ગયો. ફ્રેન્ચ લોક વચ્ચે પડ્યા ના હોત તો, એના લશ્કરના પણ **કર્નલ બેલી**ના લશ્કર જેવા બુરા હાલ થયા હોત.

૧૭૮૨

**તેલીશરિ**માંના **અંગ્રેજ** અને **નાયર** લોકે, હૈદરના લશ્કરની સામે, મોટી બહાદુરીથી પોતાનું રક્ષણ કર્યું હતું, તેમને મદદ કરવાતે **મેજર એબિંગટન** આ વેળાએ પશ્ચિમ કાંઠે આવી પહોચ્યો હતો. **ટીપુ** એકદમ તેની પાછળ ગયો, પરંતુ ત્યાં **પનિયાની** આગળ લડાઈ થઈ, તેમાં શખ્ત હાર થયાથી એને ઘણી હાની થઈ.

હૈદર આ વખતે **ચિત્તોડ**માં મરણ પામ્યો; એ ઉપરથી **ટીપુ** એકદમ કર્ણાટક પાછો ગયો, ત્યાં એને રાજ્યાભિષેક થયો, અને એ ઉતાવળે પશ્ચિમમાં આવ્યો; તેવામાં જનરલ **સ્ટુઅર્ટે**, આ બનાવનો કંઈ લાભ ના લેતાં, પોતાનો વખત નકામો ગુમાવ્યો.

**જનરલ મેથ્યુસનોપરાજય**—**અંગ્રેજોએ** વળી એક બીજી આફત ભોગવી. જનરલ **મેથ્યુસે**, પશ્ચિમ તરફથી **મ્હૈસૂર**માં પ્રવેશ કરીને, બેડનોરનો મજબુત ગઢ હસ્ત કર્યો હતો. પરંતુ શત્રૂ લશ્કર સહિત ઠીક પાસે હતો, તેનો કંઈ વિચાર ન કરતાં, એ નીરાંતે બેસી રહ્યો. એટલામાં **ટીપુએ** એકાએક આવીને એ કિલ્લો ઘેરી લીધો, અને ચારે તરફનાં નાકાં રોકીને હુમલાપર હુમલા કર્યા. એ **જનરલ**ને શરણે થવાની જરૂર પડી. **ટીપુ**ની કહેલી સરતો અનુકુળ હતી, પણ તે એ દલગબાજ **ટાઇગિરે** ( **ટીપુએ** ) પાળી નહી. બધા બંધીવાનોને એક અંધેના અવડ અને ભયંકર બંધીખાનામાં પૂર્યા, અને ત્યાં તરવાર ર્કિવા ઝેરથી તેમની જીંદગીનો અંત આણ્યો.

૧૭૮૩

**માંગ્લોરનું સંરક્ષણ**—કર્નલ **કેમ્પબેલે** મહા શૂરવીરપણે **માંગ્લોર**નું રક્ષણ કર્યું, પરંતુ લશ્કરમાં ભુખમરો ચાલ્યો તેના ભારે દુઃખથી, એ કિલ્લો એને આખરે છોડી દેવાની જરૂર પડી.

૧૭૮૩

**આ પ્રમાણે હાર જીતની બાજી ચાલ્યા પછી, બંને પક્ષવાળા સલાહ કરવા આતુર થઈ રહ્યા હતા. ટીપુએ ઘણીક ફતેઓ મેળવી હતી ખરી,**

પરંતુ ફ્રેન્ચ એને ઘણાજ ઉપયોગી મદદગાર હતા, તે, ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થયાથી, આ વેળાએ એને તજી ચાલતા થયા, અને કર્નલ પુલર્ટન, કેટલીક ફતે મેળવીને, એની સામે લડવા અગાપી રણક્ષેત્રમાં ઊભો હતો. આ ઉપરથી માંગ્લોર મુકામે સલાહ કરવાનો ઠરાવ થયો.

**સલાહની સરતો**—૧. દરેક પક્ષવાળાએ, લડાઈની દરમિયાન એક બીજાનું જે કંઈ લીધું હોય, તે પાછું આપવું.

૧૭૮૪

૨. આ સલાહની સરતો બંને પક્ષના સંગી રાજાઓને લાગુ હતી.

## बाब ९ मो.

## वोर्न हेस्टिंग्सनी कारकीर्दि.

૧૭૮૧–૮૫

હૈદર તથા ટીપુ સાથેની લડાઇથી, કમ્પનીનો ખજાનો ખાલી થઈ ગયો હતો, અને લશ્કરને સરંજામાદિ સામગ્રી પુરી પાડી લડાઈનું ખરચ ક્યાંથી કરવું, તેની વોર્ન હેસ્ટિંગ્સને ભારે ચિન્તા થવા લાગી. એણે તેથી અરજ કરીને કેટલાક દેશી રાજાઓની મદદ માગી, તેમાં મુખ્યત્વેકરી કાશીનો જમીનદાર રાજા ચૈયતસિંગ, અને અયોધ્યાનો નવાબ અજ્જેફદૌલા હતો. કાશી પ્રાંત કમ્પનીએ અમુક રકમ લેવાની બોલીએ પટો કરીને ચૈયતસિંગને સાંપ્યો હતો; એને અજ્જેફદૌલાએ કરેલા કરાર પ્રમાણે ખંડણી ભરી નહતી. આ બંને જણે ગવર્નર જનરલની માગણી સામે વાંધો લીધો; અને વોર્ન હેસ્ટિંગ્સ એ બાબતનો બંદોબસ્ત કરવા કાશી ગયો, ત્યારે ચૈયતસિંગે નગરના લોકને ઉસ્કેરીને હુલડ કરાવ્યું, તેમાં એ ગવર્નર જનરલનો પ્રાણ ગયોજ હોત. પરંતુ સુલેહ સ્થાપવાને લશ્કર વખતસર આવી પહોંચ્યું; ચૈયતસિંગ નાસી ગયો, અને તેની જગાએ તેના ભત્રીજાને રાજા કરી કાશી પ્રાંતની ખંડણીની વાર્ષિક રકમ વધારી.

અજ્જેફદૌલા એમ કહેતો હતો કે, હાલ મારી પાસે પૈસા નથી, તેને એ માગેલી રકમ પોતાની મા અને દાદી પાસેથી કઢાવવી પડી.

# વોર્ન હેસ્ટિંગ્સને પાછું બોલાવવું અને તેની તપાસ.

**માંગ્લોરનું** તહનામુ થયા પછી એક વરસે, જ્યારે દેશમાં સમાધાની ચાલતી હતી તે વખતે, **વૉર્ન હેસ્ટિંગ્સને** પાછો બોલાવ્યો. પોતાનો ઓહ્દો છોડતી વેલાએ, આ મહાન રાજ્યદ્વારી માણસ આપ્રમાણે ખરી રીતે બોલી શકે: "મેં કર્ણાટકને ગએલું બચાવ્યું છે; મેં પૂર્વમાં બ્રિટેશ રાજ્યને સાચવી રાખ્યુંછે અને વધાર્યુંછે." આ ખરી વાત વિષે હિંદુસ્તાનમાં કોઇને શખ ન હતો, અને એ ગયો ત્યારે બધા લોક અંતઃકરણથી દીલગીર થયા; પણ સ્વદેશમાં (ઇંગ્લાડમાં) એને ઘણા શત્રૂ હતા, અને તેમાં, કલકત્તાની કૌન્સિલમાં મેમ્બર હતો ત્યારે, જે નિરંતર એની સામે થતો તે **મી° ફ્રાન્સિસ** મુખ્યત્વે હતો. એણે વોર્ન હેસ્ટિંગ્સને, તેની ઉપર અનીતિથી રાજ્ય ચલાવ્યાના અને દેશી રાજાઓ સાથે અન્યાયથી વર્ત્તાના કેટલાએક આરોપ મુકાવીને, ઇનસાફની તપાસ પર આણાવ્યો. એ કામની તપાસ સન ૧૭૯૫ સુધી ચાલી, ત્યારે એ **ગુન્હેગાર નથી** એમ આખરે ઠર્યું.

૧૭૮૫

૧૭૯૫

**મી° ફોકસનું બિલ (ખરડો).**—હિંદુસ્તાનના રાજ કારભાર વિષે પાર્લમેન્ટમાં વરંવાર તકરાર ચાલતી. મી° ફોકસ રાજ્યનો સેક્રેટરી હતો, તેણે, હિંદુસ્તાનનું રાજ્ય કમ્પની કનેથી લઇ ગાદીને સ્વાધીન કરવા, બિલ રજુ કરીને જણાવ્યું; પરંતુ એનું બિલ રદ ગયું.

૧૭૮૩

**મી° પિટનું બિલ (ખરડો).**—મી° ફોકસની જગાએ મી° પિટ થયો હતો, તેણે ઉપલું બિલ સુધારીને બીજે વર્ષે રજુ કર્યું, અને ત્યારે એ બિલ પસાર થયું. આ બિલથી કમ્પનીનો અધિકાર તો કાયમ રહ્યો, પરંતુ "બોર્ડ ઑફ કન્ટ્રોલ" નામે એક નવી કમીટી સ્થાપવામાં આવી, તેના મેમ્બરો રાજા તરફથી નિમાયા, અને તેમને કોર્ટ ઓફ ડીરેકટરના વહિવટ ઉપર દેખરેખ રાખવાની તથા તેનો અટકાવ કરવાની સત્તા હતી.

૧૭૮૪

---

# બાબ ૧૦ મો.

## મ્હૈસૂરની ત્રીજી લડાઈ.

૧૭૮૬—૯૨.

સન ૧૭૮૬ માં, નવો ગવર્નર જનરલ લોર્ડ કોર્નવોલિસ આવ્યો. લડાઈ ટંટાથી દુર રહી, દેશમાં સમાધાની ચાલે એવી શાંત રીતે, રાજ્ય ચલાવવાને ઇંગ્લાંડ દરબારમાંથી એને સારી રીતે સુચના કરવામાં આવી હતી, અને એની પણ અંતઃકરણથી એવીજ ધારણા હતી; પરંતુ ટીપુ સુલતાને એને લડાઈની જરૂર પાડી.

**વિગ્રહનાં કારણ**—૧ ટીપુ અંગ્રેજ ઉપર હમેશાં કટ્ટુ વેર રાખતો, અને ૧૭૮૪ માં સલાહ થઇ તેપળથી નિરંતર, નવો હુમલો કરવાને તૈયારી સજ્જે જતો હતો.

૨ કેનેડા, કુર્ગ અને કોચિનના નાયર લોક, એને તાબે થઈ, મુસલમાની પંથ કબુલ કરતા ન હતા, તેથી એણે તેમને નિર્દય રીતે પજવવા માંડી લડાઈનું પ્રકરણ માંડ્યું; અને એમાંના ઘણા લોક ત્રાવણકોર નાસી ગયા હતાં, તેમને ત્યાંના રાજાએ જ્યારે આશ્રય આપ્યો, ત્યારે એણે તેની ઉપર ચઢાઈ કરી, મ્હેસૂર અને તેના ( ત્રાવણકોરના ) રાજ્યની હદ ઉપર એ રાજાની બંધાવેલી દીવાલ હતી તે એણે તોડી નાંખી, અને અંદર પ્રવેશ કરી પોતાના રીવાજ પ્રમાણે તેના દેશમાં જંગલી રીતે નાશ કરવા માંડ્યો.

ત્રાવણકોરનો રાજા અંગ્રેજનો મિત્ર હતો, તેથી લોર્ડ કોર્નવોલિસની આઈને ફરજ હતી કે, તેની વહાર કરવી, અને એણે દીલજ સાથે સમજુતી આપી તેની એ સુલતાને પત કરી નહીં, ત્યારે એને હથિયાર બાંધવાની જરૂર પડી.

લોર્ડ કોર્નવાલિસે લશ્કરનું આધિપત્ય પંડે લીધું, અને નિઝામ તથા મરેઠા સાથે દોસ્તી બાંધીને ટીપુના રાજ્યમાં કુચ કરી, અને બેંગ્લોર છાપો મારી લઈ લીધું.

૧૭૯૧

ત્યારપછી એ, ટીપુના લશ્કર તરફથી ભારે અટકાવ થયા છતાં, સીધો શ્રીરંગપટણ ઉપર ગયો, અને એ રાજધાની શેહેરને એણે ઘેરો ઘાલ્યો,

પરંતુ લશ્કરમાં ભુખમરો અને મંદવાડ આવ્યાથી, એને બેંગ્લોર પાછું ફરવું પડયું.

બીજીવાર હુમલો કરવાની તૈયારી ચાલતી હતી, તેવામાં એણે છાપો મારીને નંદીદુર્ગ લઈ લીધો.

બીજે વરશે, સરંજામાદિ ખોરાકની સામગ્રી અને નિઝામનું લશ્કર કુમકે આવી પહોંચ્યા પછી, એ પાછો શ્રીરંગપટણ ઉપર આવ્યો ; તેવામાં જનરલ એબરક્રોમ્બિ કૂર્ગના રાજાની મદદ સહિત પશ્ચિમ તરફથી આવતો હતો, પરંતુ, એકત્ર હુમલો કરવાંની બધી ગોઠવણ થઈ રહી એટલામાં, ટીપુએ હિમ્મત હારી જઈને સલાહ વાસ્તે કેહેણ મોકલ્યું. પછી સલાહ થઈ પણ ઘણીજ કડણ સરતો ઉપર.

૧૭૯૨

**સલાહની સરતો**—૧. ટીપુએ પોતાનું અડધુ રાજ્ય કમ્પની સાથે દોસ્તી રાખનાર રાજાઓને આપવું.

૧૭૯૨

૨. એણે લડાઈના ખરચ બદલ ૩૦ લાખ રુપિઆ આપવા.

૩. અંગ્રેજ તરફના બધા કેદીઓને છોડી મુકવા.

૪. ઉપલી સરતો પૂરી થાય ત્યાંસુધી ટીપુએ પોતાના બે છોકરાને અંગ્રેજની ઓળમાં આપવા.

## बाब ११ मो:

# लोर्ड कोर्नवालिस तथा सर जोन शोरनी कारकिर्दि.

૧૭૯૨—૯૮.

**લોર્ડ કોર્નવાલિસ**—લોર્ડ કોર્નવાલિસે પોતાની કારકીર્દિના છેલ્લા વરસમાં મેહેસૂલ ખાતામાં જમાબંદીની ત્રણ નવી રીતો પ્રવર્તાવી.

૧૭૯૨

**૧. જમીનદારી રીત.**— આ રીત એ હતી કે, તેથી મોટા મોટા જમીનદારો દેશના અમુક તાલુકાની જમાબંદીની ઉપજના આંકડા વાસ્તે જવાબદાર હતા.

૨. **ગામવારી રીત.**—આ રીત એવી હતી કે, જેથી દરેક જૂદા જૂદા ગામના લોક પોતાના સિમાડામાં આવેલી જમીનના મેહેસૂલના આંકડા વાસ્તે જવાબદાર હતા.

૩. **રાયટરિ રીત.**—આ રીતમાં દરેક ખેડુતે સરકારમાં કેટલી વિઘોટી ભરવી તે મુકરર કરેલું હતું.

એમાંની પેહેલી રીત **લોર્ડ કોર્નવાલિસે** બંગાળામાં ચલાવી, **રાયટરી** રીત **મદ્રાસ**માં દાખલ કરી, અને હાલ દક્ષિણ હિંદુસ્તાનમાં જમાબંદી લેવાની એ મુખ્ય રીતછે.

**સર જોન શોર**—આ નવો **ગવર્નર** જનરલ પંકાયલો સિવિલિયન (મુલકી ખાતાનો નોકર) હતો, પરંતુ એણે રાજ્ય ચલાવવાની રીત જોઈએ તે કરતાં વધારે શાંત રાખી. એણે પોતાની સાથે દોસ્તી રાખનાર રાજાઓને મદદ કરી નહી એ મોટી ભૂલ ખાધી, **નિઝામને, મરેઠાઓએ** તેની ઉપર હુમલો કર્યો ત્યારે, **અંગ્રેજ** તરફથી મદદ મળી નહી તેથી, નામોશી લાગે એવી સરતો કબુલ કરી તેમની સાથે સુલાહ કરવી પડી. આથી તે એટલો બધો ચિડાઈ ગયો કે, મદદ વાસ્તે રહેલા **અંગ્રેજ**ના લશ્કરને **સીકંદરાબાદ**માંથી જવાનો એણે હુકમ કર્યો, અને એ **ફ્રેન્ચ**ને મળી જવાની તૈયારીમાં હતો. સારા ભાગ્યે **સર જોન શોર**ની જગા પર **લોર્ડ મોર્નિંગટન** વખતસર આવી પહોંચ્યો. એણે જૂદી પ્રકારની રાજ્યનીતિ ચલાવી, જેથીઃ—

૧૭૯૩

**અંગ્રેજ**નું કુમકી લશ્કર **સિકંદરાબાદ**માં પાછું આવી રહ્યું.

**ફ્રેન્ચ** લશ્કરની ટુકડીને ઘેરી લઈ તેમનાં શસ્ત્ર છીનવી લીધાં, અને તેમના સરદારોને કેદી કરી **કલકત્તે** લઈ ગયા.

## बाब १२ मो.

## म्हैसूरनी छेल्ली लडाई.

**૧૭૯૮–૯૯.**

**વિગ્રહનાં કારણ**—**મ્હૈસૂર**નો માતેલો **વાઘ (ટીપુ)** અઘાપી બળ-

૧૭૯૮ હિન થયો ન હતો, અને તે પોતાના વિનાશ વાસ્તે છેલવહેલી તલપ મારવાને તાકી રહ્યો હતો.

૧. ફ્રેન્ચ લોક ટીપુને મદદ કરતા, અને એ નેપોલિયન સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવતો.

૨. એણે નિઝામ તથા મરેઠાને ફોડવાની તજવીજ કીધી, અને તેનો જ્યારે ગવર્નર જનરલે ખુલાસો માગ્યો, ત્યારે એણે અસભ્ય અને ઉન્મત્તાઈ ભરેલો કાગળ મોકલ્યો. એ ઉપરથી લઢાઈની જરૂર પડી.

આ સ્વારી વાસ્તે બધી ગોઠવણ મદ્રાસમાં થતી હતી, તેની ઉપર તપાસ રાખવા લૉર્ડ મોર્નિંગ્ટન પંડે ત્યાં ગયો. ૨૦૦૦૦ માણસનું સૈન્ય વેલોરમાં તૈયાર થતું હતું, અને તેને ૧૬૦૦૦ માણસનું બીજું સૈન્ય નિઝામના રાજ્યમાંથી આવી મળનાર હતું, તેનો સરદાર કર્નલ અર્થર વેલેસ્લિ (પાછળથી ડયુક ઑફ વેલિંગ્ટન થયો તે) હતો.

પાછળથી એક નાનું લશ્કર મુંબઈથી પશ્ચિમ કાંઠા તરફ મોકલવામાં આવ્યું, તેનો સેનાપતિ જનરલ સ્ટુઅર્ટ હતો. આ સકળ સૈન્ય ઉપર જનરલ હેરિસ સેનાપતિ નિમાયો.

ટીપુનો પેહેલ વેહેલો, જનરલ સ્ટુઅર્ટે સીડસૂર આગળ, પશ્ચિમમાં પરાજય કર્યો.

પછી એ કર્ણાટકમાં પેસવા જતો હતો ત્યારે એને જનરલ હેરિસે માલ્વની આગળ હરાવ્યો.

આ યુદ્ધ પછી, અંગ્રેજ શ્રીરંગપટણ ઉપર ચાલ્યા; ટીપુ પોતાની રાજ્યધાનીનું રક્ષણ કરવાને પ્રથમથી ત્યાં ગયો હતો. ઉગ્ર યુદ્ધ થયું, પછી અંગ્રેજે હલ્લો કરી એ શેહેર લઈ લીધું. ટીપુની લાસ મડદાંના ઢગલામાંથી જડી.

**મ્હેસુરના રાજ્યની વેહેચણ**—ત્યારપછી મ્હૈસૂરના રાજ્યના ત્રણ ભાગ કર્યા. તેમાંનો એક નિઝામને આપ્યો, બીજો ભાગ અંગ્રેજે ૧૭૯૯ પોતે રાખ્યો, અને ત્રીજો, જે રાજા કનેથી હૈદરે રાજ્ય છીનવી લીધુ હતું, તે માજી રાજાના છોકરા વાસ્તે રાખ્યો.

**નિઝામ સાથે તહનામુ**—એ વરસ પછી નિઝામ સાથે ફરીથી તહનામુ થયું. સિકંદરાબાદમાં મદદ વાસ્તે અંગ્રેજનું લશ્કર રેહેતું, તેના

ખરચ વાસ્તે ઠરેલી રકમ નિઝામથી આપી શકાઈ નહીં, તેથી એને થોડા વખત પર મળેલો મ્હૈસૂરના રાજ્યનો ભાગ અંગ્રેજને આપી દેવો પડયો.

૧૮૦૧

**કર્ણાટક પણ અંગ્રેજનું ખાલસા થાયછે**—ઓમદત અલ ઓમરા ( મહમદઅલ્લીનો પુત્ર અને ઉત્તરાધિકારી ) ના મરણ પછી કર્ણાટક પ્રાંત ( ઓન્ગોલીથી તે કેપ કોમોરિન સુધી ) અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. કારણકે એ રાજ્યમાં અંધેર ચાલતું અને એ રાજાએ મરનાર ટીપુ સાથે અંગ્રેજની વિરૂદ્ધ કાગળ પત્રનો છાનો વ્યવહાર ચલાવ્યો હતો. ઓમદત અલ ઓમરાના છોકરાએ અંગ્રેજની કહેલી સરતોથી ગાદીપર બેસવા ના કહી, તેથી મહમદઅલ્લીનો એક બીજો પૌત્ર નામધારી નવાબ થયો.

૧૮૦૧

## बाब १२ मो.

## मरेठा साथे बीजी लडाई.

૧૮૦૨–૧૮૦૯

**વિગ્રહનું કારણ**—સિંધિઆ તથા હોલ્કર, એ બે પ્રબળ મરેઠા સરદારો આ વખતે પૂનાના પેશ્વાની સત્તા અને અધિકારની સામે થયા હતા. હોલ્કરે પેશ્વાને તેની રાજધાનીમાંથી નસાડી મુકયો, તેથી તેણે અંગ્રેજનો આશ્રય લઇ તેમની સાથે વસાઇ આગળ સંધિ કરી.

**વસાઇનું તહનામુ**—અંગ્રેજે નીચેની સરતોથી પેશ્વાને એની ગાદી ઉપર પાછો બેસાડી આપવાનું કબુલ કર્યું.

૧૮૦૨

૧. પેશ્વાએ પૂનામાં અંગ્રેજની છાવણી ઘાલવા દેવી, અને મદદ વાસ્તે ત્યાં લશ્કર રહે તેનું ખરચ પૂરૂ પાડવું.

૨. એણે સુરત તથા મુંબઇ કનેનાં કેટલાંક ગામ તે વખતે અંગ્રેજના હસ્તકમાં હતાં તે ઉપરથી પોતાનો હક ઉઠાવવો.

૩. એણે પોતાના દરબારમાંથી બીજા યૂરોપીઅનને કાઢી મુકવા.

**સિંધિઆસાથે લડાઇ**—જ્યારે અંગ્રેજે લડાઇની તૈયારી કરી, ત્યારે

હોલ્કર નાસી ગયો, પણ **વસાઈની** સંધિથી **સિંધિઆ** અને **વરાડ** ( બીરાર ) નો રાજા બંને દુભાયલા હતા, તેમણે સામે થવા લડાઈની તૈયારી કરી. **જનરલ વેલેસ્લિએ** **મ્હૈસૂર**માંથી આવીને **એસે** આગળ શત્રૂની ભેટ લીધી, અને રણસંગ્રામ કરીને શત્રૂના (૫૦૦૦૦ માણસના જોરાવર સૈન્ય) ઉપર સ્મરણ રાખવાજોગ જય મેળવ્યો; **સિંધિઆ**નાં ૧૨૦૦ માણસ મરાયાં, ઉત્તરમાં, **જનરલ લેકે**, **અયોધ્યા** પ્રાંતમાંથી આવીને, પ્રથમ **અલિગઢ** છાપો મારી લઈ લીધો, ત્યાં **પેરન** નામે એક **ફ્રેન્ચ** સરદાર ( **સિંધિઆ**ની ચાકરીમાં સેનાપતિ હતો ) પોતાનાં ૨૦૦૦ માણસ મરાયા પછી લડવું છોડી તાબે થયો.

૧૮૦૩

બીજી વખત, એણે **દીલ્હી** પાસે **મરેઠા**ના લશ્કરનો પરાભવ કર્યો, તેનો સેનાપતિ **બુર્ક** નામે એક **ફ્રેન્ચ** હતો. (૪૫૦૦ સામે શત્રૂનાં ૧૯૦૦૦) આ લડાઈ પછી દીલ્હી તાબે થયું, **બુર્ક** અને બીજા ચાર **ફ્રેન્ચ** અમલદારોને કેદ કીધા, વૃદ્ધ **શાહઆલમ** બાદશાને **મરેઠા** સરદારે કેદ કરી રાખ્યો હતો તે છુટો થયો, અને તેને ૧૨ લાખ રૂપીઆનું વર્ષ નિમી આપ્યું.

ત્રીજી વખત **જનરલ લેકે** **આગ્રે** જતાં પાછાં ફરીને " **દક્ષિણનું અજીત્ય** " નામ ધારણ કરી આવનાર સૈન્ય ઉપર **લાસ્વારી** આગળ હુમલો કર્યો. આ જગાએ શત્રૂઓ મરણીઆ થઈ લડયા, પરંતુ છેલ્લે તેમનો કેવળ પરાભવ થયો, એટલે પછી **સિંધિઆ**નું લશ્કર ઉત્તરમાં તદન દેખાયું નહીં.

એટલામાં **જનરલ વેલેસ્લિએ** **એસે** આગળ મેળવેલી જીતનો લાભ લેવાની તક ભારે ચપળતાથી સાચવી, અને **આર્ગામ** આગળ **સિંધિઆ**ના લશ્કરનો ફરીથી પરાજય કર્યો, મજબૂત **ગાવિલગઢ** લઈ લીધો, અને **વરાડ**ના રાજાને સલાહ વાસ્તે અરજ કરવાની જરૂર પાડી.

**સલાહની સરતો**—૧. એ રાજાએ **કટક** પ્રાંત **અંગ્રેજ**ને આપવો.

૨. પોતાની ચાકરીમાંથી બધાં યૂરોપીઅનને કાઢી મુકવા.

૧૮૦૩

૩. **અંગ્રેજ**ના વફાદાર મિત્ર **નિઝામ**ને **વરાડ** પ્રાંતનો કેટલોક ભાગ આપવો.

**સિંધિઆ** પણ નમ્યો, અને તેણે નીચેની સરતો ઉપર સલાહ કરવાને અરજ કરી.

૧. જમનાં અને ગંગા નદી વચ્ચે આવેલા દેશનો કેટલોક ભાગ અંગ્રેજને આપવો.

૨. અંગ્રેજ સરકાર અને તેની સાથે દોસ્તી રાખનાર રાજાઓ ( નિઝામ, ગાયકવાડ અને પેશ્વા ) ઉપરનો બધો હક રદ કરવો.

૩. પેશ્વા સાથે જે વાંધો પડે તેનો ફેસલો અંગ્રેજ પાસે કરાવવો.

**હોલ્કર સાથે લડાઈ**—છેલ્લી લડાઈની દરમિયાન હોલ્કર હીલચાલ કર્યા વગર બેસી રહ્યો, પણ હમણાં મહા ઉન્મત્ત દેખાયો, અને અંગ્રેજ તરફથી સલાહ વાસ્તે જે દરખાસ્તો કરવામાં આવી, તેના એણે પ્રપંચથી ઉડાવવા જેવા જવાબ આપ્યા. એ એમ ધારતો હતો કે, મારા બંને શત્રૂઓ, થોડા દીવસ પરની લડાઈમાં, તેમના લશ્કરનો ભારે ચકરાવો નિકળ્યાથી, હાલ ઘણા નબળા પડી ગયાછે, અને મારી પાસે ૯૦૦૦૦ માણસનું સૈન્ય તૈયાર છે તેથી મને સેહેજ જય મળશે.

**મુકંદ્રાની નાળમાં વિપત્તિ**—લડાઈની સરૂઆતમાં એણે કેટલીક ફતેહ મેલવી. જેપૂરનો રાજા અંગ્રેજનો દોસ્તદાર હતો, તેનું રાજ્ય એનું લશ્કર લૂટફાટ કરીને પાયમાલ કરતું હતું, તેની પૂંઠે લાગવાને કર્નલ મોન્સન, ગુજરાતમાંથી નિકળ્યો હતો, તે એમ ધારતો હતો કે, ઉજ્જન તરફથી કર્નલ મરેનું લશ્કર આવેછે તે સાથે મળી જવાશે. પરંતુ તેમ કરવામાં એ નિષ્ફળ થયો, કર્નલ મરે પાછો ફર્યો હતો, અને જ્યારે એ કોટા અને નીમચ વચ્ચેની મુકંદ્રા નામની વિકટ અને ચડાવવાળી નેળમાં આવી પહોંચ્યો, ત્યારે એણે હોલ્કરના લશ્કરને ચારે તરફથી હુમલા કરતું દીઠું, અને એના લશ્કરે પાછાં ફરતાં મોટી બહાદુરીથી શત્રૂ સામે પોતાનું રક્ષણ કર્યું, પણ અન્નપાણીની તંગી, થાક, અને તેસાથે શત્રૂના ઉપરા ઉપરી થતા હુમલા, તેથી તેમને એટલું બધું ભોગવવું પડ્યું કે, આખા લશ્કરમાંથી માત્ર થોડાજ રખડતા રઝળતા આગ્રે જઈ પહોંચ્યા.

પછી હોલ્કરે દીલ્હી ઉપર હુમલો કર્યો, પરંતુ ત્યાં એ ફાવ્યો નહીં; કર્નલ ઓક્ટર્લનિ અને કર્નલ બર્ન્સે તેનું રક્ષણ કરવામાં એવુંતો શૂરવીરપણું બતાવ્યું કે આઠ દીવસમાંજ એને ત્યાંથી પાછું ફરવું પડ્યું.

હવે અંગ્રેજના લશ્કની બે ટુકડીઓએ હોલ્કરની ઉપર હુમલો કર્યો.

જનરલ લેક એની પાયગાની પાછળ પડ્યો, અને તેને ફુરૂકાબાદ આગળ પકડી પાડીને સૈન્યભંગ કરી નાંખી. તેવામાં જનરલ ફ્રેઝરે દીગ આગળની મોટી લડાઈમાં એના પાયદળનો નાશ કર્યો.

ત્યાર પછી દીગ શેહેર અને કીલો હલ્લાં કરીને હસ્તગત કર્યો. એ કીલો ભરતપૂરના રાજાનો હતો, પણ એ રાજાએ લડાઈની દરમીયાન હોલ્કરને મદદ કીધી હતી, તેની એને શિક્ષા કરવી જરૂરની હતી.

ભરતપૂર ઉપર પણ હુમલો કર્યો. પરંતુ ઘણાક હલ્લા કર્યા, અને તેમાં ૩૦૦૦ માણસના જીવ ગયા, તોપણ એ ધીંગા માટીના કોટને ધોક્કો લાગ્યો નહી, તેથી એ શેહેરને નાકાબંધી ઘેરો ઘાલ્યો, તે ત્રણ માસ રહ્યો, ત્યારપછી રાજાએ સલાહ કરવાને અરજ કરી.

**સલાહની સરતો**—૧ રાજાએ ૨૦ લાખ રૂપિઆ આપવા.

૨. અંગ્રેજે કેટલોક દેશ એને પેહેલાં આપ્યો હતો તે એણે પાછો આપવો.

૧૮૦૫

૩, ઉપલી સરતો પૂરી થાય ત્યાંલગી દીગ અંગ્રેજે પોતાને સ્વાધીન રાખવું.

એટલામાં દક્ષણ અને માલવામાં લડાઈ ચાલતી હતી તેમાં પણ ફતેહમળી. કર્નલ વોલેસે, ચંદોર તથા જુલના હસ્તગત કરીને, દક્ષિણ હિંદુસ્તાનમાં, હોલ્કરના તાબાનાં બધાં સ્થળ જીતી લીધાં હતાં, અને કર્નલ મરેએ ઉજ્જન, ઇંદોર અને આખો માલવા પ્રાંત સર કર્યો હતો.

ભરતપૂરના રાજા સાથે કોલકરાર થયા પછી, જનરલ લેક (હાલ અમીરની પદવીએ ચઢ્યો હતો) હોલ્કર તથા સિંધિઆની પૂઠે લાગવા ગયો. (સિંધિઆએ અંગ્રેજની સામે ફરીને બંડ કર્યું હતું) પરંતુ ઇંગ્લાંડની સરકાર સમાધાની થએલી જોવાને ઘણી આતુર હતી, તેથી તેમણે માર્કિવસ કોર્નવાલિસને, બને ત્યાંલગી લડાઈનો અંત આણવાની સુચના આપી, હિંદુસ્તાન ખાતે પાછો મોકલ્યો. માર્કિવસ સાહેબ હિંદુસ્તાનમાં આવ્યા પછી તરત મરણ પામ્યા, અને તેની પછી તેની જગાપર સર જ્યોર્જ બાર્લો (સિનિઅર કૌન્સિલર હતો) ગવર્નર જનરલ નિમાયો, તેણે પોતાના

પૂર્વાધિકારીના વિચાર અમલમાં આણ્યા, ને સિંધિઆ તથા હોલ્કર સાથે, તેમને ફાવતી આવે એવી સરતો ઉપર, સલાહ કરી.

**સિંધિઆ સાથેની સલાહની સરતો**—૧ જનરલ વેલેસ્લિ સાથે પેહેલાંના કરેલા કોલકરાર બહાલ રાખ્યા.

૧૮૦૫

૨. ગ્વાલિયરગઢ પાછો આપીને તે સાથે ગોહદના રાણાના રાજ્યનો કેટલોક ભાગ તેને આપ્યો.

૩. એને પેન્શન બાંધી આપ્યું, અને એની સ્ત્રી તથા પુત્રીને અંગ્રેજ તાબાના પ્રાંતમાં જાગીર કાઢી આપી.

**હોલ્કર સાથેની સલાહની સરતો**—શીખ અથવા અફગાન લોકની મદદ મેળવવાને મિથ્યા મેહેનત કર્યા પછી, હોલ્કરે ખુશી થઈને નીચેના સરતો ઉપર સલાહ કરી.

૧. અંગ્રેજે જીતી લીધેલો મુલક તેને પાછો આપ્યો.

૨. ચંબલ નદીની ઉત્તરનો કેટલોક ભાગ અંગ્રેજે પોતાના ખપ વાસ્તે રાખ્યો હતો તે પણ તેને પાછો આપ્યો.

**સર જ્યોર્જ બાર્લોની** રાજ્યનીતિ ઉપર સખત દોષ મુકવામાં આવ્યો.

પ્રથમતો, એણે સિંધિઆ અને હોલ્કર સાથે તેમને ફાવતી સરતો ઉપર સલાહ કરી, બીજું, જેપૂર અને બુંદીનો રાજા અંગ્રેજના વફાદાર મિત્ર હતા, તેમને, જ્યારે હોલ્કર અને સિંધિઆએ તેમની ઉપર હુમલો કર્યો ત્યારે, મદદ કરવાનો એણે નકો વાર્યો.

આ ખરાબ રીતની શાંત રાજ્યનીતિથી એકને ઉત્તેજન મળ્યું, અને બીજા પક્ષને ચીડ ચઢી, અને તેથી એના રાજ્યકારભારમાં કેટલાંક બંડ ઉઠ્યાં.

**વેલોરમાં પેહેલું બંડ**—દેશી સિપાઈઓ ખુલ્લી રીતે બંડ કરીને બહાર નિકળ્યા, અને અમલદાર તથા ઘણાક ગોરા સિપાઈઓને કાપી નાંખ્યા. પેહેલા સપાટામાંથી જેઓ બચ્યા, તેમણે, આર્કટથી મદદ આવતાં લગી, શુરવીર સારજન્ટ બ્રોડિની નીચે રહીને, મોટી બહાદુરીથી પોતાનું રક્ષણ કર્યું.

આ ભયંકર બંડ થવાનું વચલું કારણ. અ. લશ્કરમાં હિંદુ સિપાઈ હતા તેમને, કપાળ ઉપર ટીલુ ( હિંદુ ધર્મના જૂદા જૂદા સંપ્રદાયની જે કપાળપર

નિશાની કરવામાં આવેછે તે) કરીને કવાયતની જગા ઉપર આવવાની મના કરી, સઘળાએ દાઢીમુછ એક સરખાં રાખવાં, અને ગોરા લોકની ટોપી જેવા દેખાતા ઘાટની પાઘડી ઘાલવાનો હુકમ કર્યો. આ ફેરફારથી તેમના મનમાં એમ આવ્યું કે, આપણને ખ્રીસ્તી ધર્મમાં લેવાને આવો હુકમ કર્યોછે. અને તેથી તેઓ ખિજવાઈ ગયા.

બ. એમ ધારવામાં આવેછે કે, ટીપુના છોકરા વેલોરની અંદર નજરકેદમાં હતા, તેમણે સિપાઇને બંડ કરવાને ઉસ્કેર્યા.

જ્યારે પાછો બંદોબસ્ત થયો, ત્યારે અગ્રેસરોને ફાંસી દીધી. અને ટીપુના છોકરાઓને કલકત્તે મોકલાવ્યા.

**બીજુ બંડ**—સિકંદાબાદ, વલાજાબાદ, નંદીદુર્ગ અને બીજી જગાઓમાંથી બંડ ઉઠ્યાં, પણ તે જલદીથી સમી ગયાં.

**ત્રીજું બંડ**—જ્યારે **લોર્ડ મિન્ટો** ગવર્નર જનરલ થઇને આવ્યો, અને સર **જ્યોર્જ બાર્લો મદ્રાસનો** ગવર્નર નિમાયો, ત્યારે **બાર્લોના** અણગમતા સુધારાથી, અને મુખ્યત્વે કરીને "**ટેન્ટ કોન્ટ્રેકટ**" (એક ધારો હતો કે જેથી પલટણના ઉપરીઓને તેમના માણસ માટે તંબુ પૂરા પાડવા બદલ આજદીન સુધી પૈસા મળતા હતા.) રદ કર્યાથી ગોરા લશ્કરમાં બંડ ઉઠ્યું. આ બંડનો પરિણામ એ થયો કે, સેનાધિપતિ **જનરલ માકડોવલ** પોતાના ઓદ્ધાનું રાજીનામુ આપી વિલાયત ગયો.

ઘણી જગાએ બળવાની ઝાળના ભભુકા નિકળવાની તૈયારી હતી, અને ભયંકર લડાઈઓ ઉઠવાની ધાસ્તીનાં ચિન્હ જણાતાં હતાં, તોપણ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પનીએ પોતાની સત્તા ઉત્તરોત્તર વધારી. **લોર્ડ મિન્ટોની** કારકીર્દિમાં રસાળ બેટ **જાવા, બુર્બોન** અને **આઈલ ઓફ ફ્રાન્સ** જીતાયા.

૧૮૦૯

# બાબ ૧૪ મો.

# નેપાલ સાથે લડાઈ.

૧૮૧૩—૧૬.

**લોર્ડ મિન્ટો** પછી **મોઈરાનો અર્લ** (જે પાછળથી માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ

કેહેવાયો તે ) ગવર્નર જનરલ થયો, તેની કારકીર્દિમાં નેપાળ સાથે લડાઈ
૧૮૧૩ સળગી.

**વિગ્રહનાં કારણ**—૧. નેપાળના પાહાડી અને વિક્રાળ ગુર્ખા લોકે કમ્પનીના મુલકમાં લૂટ કરવા સ્વારી કરી હતી.

૨. નેપાળના રાજાએ કમ્પનીની રૈયતની જમીન છીનવી લીધી હતી.

૩. કોલકરારનાં કેહેણ ચાલતાં હતાં તેવામાં, નેપાળીઓએ ભોટાવળ આગળ કમ્પનીના પોલિસ અમલદારોને દ્વેષથી મારી નાંખ્યા.

**પેહેલી સ્વારી.**—સૈન્યની ચાર ટુકડીઓ પાડીને અંગ્રેજે નેપાળી
૧૮૧૪ લોક ઉપર કુચ કરી.

૧ લી ટુકડી લઈને કર્નલ આક્ટર્લનિ પશ્ચિમ તરફ ગયો.

૨ જી ટુકડી લઈને જનરલ ગિલેસ્પિ જૈટક ઉપર ચઢયો.

૩ જી ટુકડીના સરદાર જનરલ વુડે પૂર્વ તરફ પ્રવેશ કર્યો.

૪ થી ટુકડીના સેનાપતિ જનરલ માર્લેએ ( નેપાળની ) રાજધાની ખટમન્ડુ ઉપર કુચ કરી.

પાછલા ત્રણ સરદારો નિષ્ફળ થયા, અને જનરલ ગિલેસ્પિ કલંગા ઉપર હુમલો કરવામાં મુવો. કર્નલ આક્ટર્લનિ એકલોજ જય પામ્યો. એણે નલગઢ, માલૂન અને આલ્મોરા નામના પાહાડી કિલ્લાઓ એક પછી એક લઈ લીધા.

**બીજી સ્વારી.**—જનરલ ( હાલ સર ડેવિડ ) આક્ટર્લનિ પૂર્વમાં ચિ-
૧૮૧૬ રિઆ ઘાટને રસ્તે થઈને નેપાલમાં પેઠો, અને એણે મકવાનપૂર આગળ લડાઈ થઈ તેમાં પૂર્ણ જય મેળવી, હરિહરપૂરનો કિલ્લો અને શેહેર હસ્તગત કરી લીધાં, અને રાજાને તાબે થવાની અને સલાહ વાસ્તે અરજ કરવાની જરૂર પાડી.

**સલાહની સરતો**—રાજાએ રોકી રાખેલાં પ્રગણામાંથી નિકળવું.

૨. અંગ્રેજને કેટલાંક પ્રગણાં ( વિસ્તારમાં ૩૦૦૦ કરતાં વધારે મૈલ ) આપવાં.

આ પ્રમાણે કમ્પનીના રાજ્યની સરહદ છેક હિમાલયની તલેટી સુધી

આગળ વધી. અને સતલજ તથા જમનાં નદી વચ્ચેનો ત્રીકોણાકાર પ્રદેશ તેમાં આવ્યો.

## बबा १५ मो.

## पिंढारा सामे लडाई.

૧૮૧૬-૧૭.

મરેઠા સાથે લડાઈ બંધ પડ્યા પછી, સિંધિઆ અને હોલ્કરની ચાકરીમાં રહેલા ભાડુતી શિપાઈઓ, જૂદાં જૂદાં ટોળાં બાંધી, લૂટારાનો ધંધો કરવા લાગ્યા, અને તેથી તેઓને પિંઢારા અથવા લૂટારા કેહેતા. ગામોગામ ઘર બાળતા, મારફાડ કરી લોકને લૂટતા, અને સાંભળતાં રુવાં ઉભાં થાય એવો ત્રાસદાયક કેર કરતા, તેઓ આખા દેશમાં ફરી વળતા. તેઓના મુખ્ય નાયક, ચીતુ, કરીમખાન અને દોસ્ત મહમદ નામે હતા, અને તેમના સૈનમાં ૪૦૦૦૦ લગી ઘોડુ હતું.

૧૮૧૫ માં, તેઓએ કમ્પનીના મુલકમાં પગ ઘાલ્યો, ગન્ટુર લૂટ્યું, કડાપહ સૂંસરા થઈ આગળ ચાલ્યા, અને ૧૦ દીવસમાં ત્રણસો કરતાં વધારે ગામડાંનું સત્યાનાશ વાળ્યું.

અંગ્રેજે તેમની પાછળ લસ્કર મોકલ્યું, અને એક વખતે તો મેજર લાશિંગ્ટને એક મોટી ટુકડીને (સાતસો આઠસો માણસને ઠાર મારીને) સૈન્યભંગ કરી નાંખી. પરંતુ આ હરામખોર લૂટારા પોતાનો પેહેરવેશ અને શસ્ત્રઆદી ઘોડાનો સામન એટલો હળવો રાખતા કે, તેઓ થોડા વખતમાં ઘણા ગાઉ કાપી દુર જતા રેહેતા, અને સામે થઈ લડાઈ આપવાના જોખમમાં પડતા નહીં, તેથી અંગ્રેજ તેમને ભાગ્યેજ પકડી શકતા. આ કુપાત્ર પણ ભયંકર શત્રૂનો સંહાર કરવાને એક મોટા લશ્કરની જરૂર હતી.

૧૮૧૬

મદ્રાસનો સેનાધિપતિ સર ટોમસ હિસ્લોપ, પાંચ ટુકડીઓમાં ૧૧૩૦૦૦ માણસનું વ્યવસ્થા પૂર્વક લશ્કર લઈને તેમની ઉપર ગયો, તેમને એણે ચારે તરફથી આંતરી લઈ પશ્ચિમ તરફના

૧૮૧૭

પર્વતોમાં મારી કાઢ્યા, જ્યાં તેમનાં ટોળાં મળ્યાં ત્યાં તેમનો નાશ કર્યો, અને જે બાકી રહ્યા તેમને એ ધંધામાંથી છુટા પડવાની જરૂર પાડી.

## बाब १६ मो.

## मरेठा साथे बीजी लडाई.

૧૮૧૬-૧૮.

૧. **પેશ્વાનો છળભેદ.**—મરેઠા જીતાયા હતા ખરા, પણ તાબે થયા નહોતા. જૂદી જૂદી જગાએ, પણ પૂના અને **નાગપૂર**માં તો વિશેષે કરીને, નિરંતર ખટપટ ચાલતી. વસાઈના તહનામાનું પેશ્વા વારંવાર ઉલ્લંગન કરતો. એ **અંગ્રેજ**ને ચાહતો નહીં, અને પૂનાના રેસિડેન્ટ ( **મોન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન** ) સાથે વારે ઘડીએ અણબનાવ કરતો. ત્યારે **અંગ્રેજે** એને નવું તહનામું કબુલ કરવાની જરૂર પાડી, તેથી એને પેહેલાં કરતાં વધારે મુલક આપવો પડ્યો, અને રેસિડેન્ટની સંમત્તિ શિવાય બીજા દરબાર સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવવાની મના થઈ. આથી એ એટલો ખિજવાઈ ગયો કે, લડાઈ વાસ્તે એણે છાની તૈયારી કરવા માંડી. પિંઢારા સામે **અંગ્રેજ**ને મદદ કરવાનું ઉપરથી ડોળ બતાવી, એણે થોડા વખતમાં ૨૫૦૦૦ માણસનું સૈન્ય એકઠું કર્યું; પણ રેસિડેન્ટ એની ખરી મતલબ સમજી ગયો, અને તેણે પોતાનું લશ્કર તૈયાર કરી રાખ્યું.

૧૮૧૬

**ખરકીનું યુદ્ધ**—દુશ્મનાઈ તરતજ પ્રગટ થઈ, અને પૂનાની નજીક ખરકી આગળ યુદ્ધ થયું, ત્યાં પેશ્વાનો કેવળ પરાજય થયો ( **અંગ્રેજ**ના ૨૮૦૦ ની સામે એનું ૨૫૦૦૦ ) અને એને જીવ લઇને નાસવાની જરૂર પડી.

૧૮૧૭

૨. **નાગપૂરના રાજાની દગલબાજી**—નાગપૂરમાં, ત્યાંનો બાળક રાજા વૈચળ હતો, તેનો **રીજન્ટ** ( રાજ પ્રતિનિધિ ) **આપાસાહેબ** પણ દગલબાજી રમવા લાગ્યો. એણે **અંગ્રેજ** સાથે સંધિ કરી હતી, પણ તે સંધિ એણે, એ બાળક રાજાનું કાસળ કાઢી ગાદીએ બેઠા પછી, તોડી, અને

મરેઠા તથા **આરબની** સહાયથી લશ્કર જમાવીને **સીતાબલ્દીની** ટેકરીપર **અંગ્રેજની** ઉપર હુમલો કર્યો, ત્યાં, **કપતાન** ફિઝરલ્ડના સાહસથી, **અંગ્રેજ** વિજયિ થયા. **જનરલ ડોવેટન રેસિડન્ટની** કુમકે વખતસર આવી પહોંચ્યાથી, **આપાસાહેબનો નાગપૂર** કને ફરીથી પરાજય થયો. એટલામાં **જનરલ** હાર્ડીમને, **નાગપૂર** જતાં રસ્તામાં **જબલપૂર** આગળ, **મરેઠાનું** સૈન્ય માર્યું તેની ઉપર, જય મેળવ્યો. હવે રાજાને સલાહ વાસ્તે અરજ કરવાની જરૂર પડી ; સલાહ કબુલ રાખી, પણ, **અંગ્રેજ** સરકારે એને રેસિડન્ટે ગાદી ઉપર રાખવા કબુલ કરેલું માટે, પદભ્રષ્ટકર્યો નહીં.

( ૩ ) **હોલ્કરના સરદારોનું બંડ**—હોલ્કરના ઉત્તરાધિકારીના વખતમાં એના સરદારોએ **અંગ્રેજની** સામે ફરીથી લડાઈનાં નિશાન ચઢાવ્યાં. **સર ટોમસ** હિસ્લૉપે ત્રણ ટુકડીઓથી, તેમનીપર હુમલોકરી **માહિદપૂર** આગળ તેમનો પરાજય કર્યો. આલડાઈ પછી **મંડેસરમાં** તહનામુ થયું,

**તહનામાના કરાર.**—૧. હોલ્કરના મુલકનો પુષ્કળ ભાગ **અંગ્રેજને** આપવો.

૨ હોલ્કરના રાજ્યમાં **અંગ્રેજનું** લશ્કર રાખવું.

૩ બધી વાસ્તવિક સત્તા **અંગ્રેજના** હાથમાં આપવી.

(૪) **પેશ્વાનો છેલ્લોપ્રયત્ન**—**પેશ્વા** ૨૦૦૦૦ પાયદળ અને ૮૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર લઈ પાછો આવ્યો. **કપતાન સ્ટૉન્ટન પૂને** જતાં રસ્તામાં એં મેટ્યો અને તેણે, ફક્ત ૬૦૦ દેશી સિપાઈ, ૩૦૦ રસાલાના ( સ્વાર ) અને ૨૬ તોપખાના પરના ગોરા સ્વારના લશ્કરથી, **કોરગામ** આગળ અદ્ભૂત જય મેળવ્યો : એણે પોતાના થોડા માણસથી, શત્રૂના મોટા સૈન્યને શેહ આપી ઘણી રાત ગઈ ત્યાંહાંસુધી, અટકાવી રાખ્યું, અને ત્યારપછી તેમને પાછાં ફરવાની જરૂર પાડી, બીજે દહાડે સવારે **મરેઠા** એટલા બધા કાયર થયા કે, તેમણે પાછો હુમલો કરવાની હિમ્મત કરી નહીં. પછી તરતજ **પેશ્વા સર જાન માલ્કમને** શરણ થયો.

( ૫ ) **આપાસાહેબનો છેલ્લો પ્રયત્ન**—આપાસાહેબ, પાછો ગાદીપર બેઠો નહીં એટલામાં, બીજીવાર **અંગ્રેજની** સામે કાવતરાં કરવા લાગ્યો. એ સાંભળીને **અંગ્રેજના** રેસિડન્ટે એને કબજ કર્યો, પણ એ યુક્તિ કરી

તેમાંથી છટક્યો અને મહાદેવના ડુંગરમાં નહાસી ગયો, ત્યાં એણે કેટલુંક લશ્કર ભેગું કરવાને યત્ન કીધો. જ્યારે કમ્પનીનું લશ્કર એની પાછળ ગયું, ત્યારે એ ચીતુ ( પિંઢારો ) સાથે આશીરગઢ નહાસી ગયો. પરંતુ અંગ્રેજે આશીરગઢને ઘેરો ઘાલ્યો એટલે એ ત્યાંથી પણ પાછો તરત નાઠો. આશીરગઢ શરણ થયો, અને એ શેહેર હસ્ત કીધું તેની સાથે બધી લડાઈ બંધ પડી. મરેઠા તથા પિંઢારા સાથેની કંટાળા ભરેલી લડાઈનો આખરે અંત આવ્યો હતો. સઘળા મુખ્ય સરદારો મરણ પામ્યા હતા કે નિરપકારી થઈ ગયા હતા.

હોલ્કર ગાંડો થઈ મરી ગયો હતો.

કરીમખાન શાંત સ્વભાવનો જાગીરદાર થઈ બેઠો હતો.

ચીતુને, રખડતો હતો તેવામાં, વાઘે મારી નાંખ્યો.

પેશ્વાને કાનપૂર પાસે બિથુરમાં રાખ્યો હતો, ત્યાં તેને અંગ્રેજ સરકારે આઠ લાખ રૂપિઆનું વર્ષ બાંધી આપ્યું.

આપાસાહેબ, પંજાબમાં નહાસી ગયા પછી, અંગ્રેજ સરકારના મુલકમાં પાછો આવ્યો, ત્યાં શાંત અને નિરપકારી થઈને રહ્યો.

આ બે દગલબાજ રાજાઓએ પોતાની ગાદીના હક ખોયાથી અંગ્રેજ સરકારે, શિવાજીના વંશજ સતારાના રાજાને પૂનાના પેશ્વાની ગાદી આપી; અને નાગપૂરનો રાજા, ત્યાંના અસલી રાજાઓના વંશના વારસ બાજીરાવને નિમ્યો.

## बाब १७ मो.

## ब्रह्मीलोक साथे पेहेली लढाई.

૧૮૨૩-૨૬.

લોર્ડ આમ્હર્સ્ટ, માર્કિવસ હેસ્ટિંગ્સ પછી, ગવર્નર જનરલ થઈને આવ્યો, તેને થોડા દિવસ પણ થયા નહીં, એટલામાં એને એમ જણાઈ આવ્યું કે બ્રહ્મદેશ સામે લડાઈમાં પડ્યા વગર મારો છુટકો નથી.

**વિગ્રહના કારણ**—૧ બ્રહ્મીલોક જેમણે આસામ પ્રાંત જીતી લઈને

બંગાળાની પૂર્વ સીમાસુધી પોતાની જીત ફેલાવી હતી, તેમણે સિમાડાપર વસનારી કમ્પનીની રૈયત ઉપર ઘણો જુલમ કર્યો.

૨ તેઓએ શાપૂરીના બેટમાં ચોકી વાસ્તે રાખેલાં થોડાં માણસને હરાવીને તે બેટ કબજે કરી લીધો.

૩ તેઓએ શાપૂરી પાસે અંગ્રેજના એક વાહાણને પકડીને તેના કપ્તાન તથા ખલાસીને કેદ કીધા.

આવી અઘટીત વર્તણુક સામે આવાના દરબારમાં લખાણ કર્યું, તેનો અંગ્રેજને સંતોષકારક જવાબ મળ્યો નહીં, તેથી લોર્ડ આમર્સ્ટને લડાઈ શિવાય બીજો ઈલાજ રહ્યો નહીં. ચઢાઈમાં મોકલવાના લશ્કરની એકદમ ગોઠવણ કરીને તેનું આધિપત્ય સર આર્ચિબાલ્ડ કેમ્પબેલને આપ્યું. આંડેમાન બેટના કોર્નવાલિસ બંદરમાં એ સૈન્ય ભેગું થઈ બ્રહ્મદેશના વેપારની મુખ્ય જગા અને બંદર "રંગૂન" ઉપર ગયું. સેહેજ લડાઈ થયા પછી, એ શેહેર જીતી લીધું. ત્યારપછી તેઓએ દેશના માંહેલા ભાગમાં કુચ કરી, અને જેને ઓથે રહી બ્રહ્મી લોક પોતાનું રક્ષણ કરતા તે લક્કડ કોટના સઘળા મોરચા, જ્યાં આવ્યા ત્યાં, જીતી લીધા. કેમેન્ડાઈન બંદર છાપો મારી સર કર્યું. દરિયાઈ કાફલાના આધિપતિ જનરલ કૉટને ડોનાબ્યુ ઉપર પણ હુમલો કર્યો, પરંતુ તે, સર આર્ચિબાલ્ડ કેમ્પબેલ મદદે ગયો ત્યાં સુધી, એનાથી લેવાયું નહીં. ડોનાબ્યુ લીધા પછી, પ્રોમ, શત્રુ છોડી ચાલ્યા ગયાથી, વગર હરકતે હાથ આવ્યું.

જેવામાં સર આર્ચિબાલ્ડ કેમ્પબેલે આ પ્રમાણે મોટી જીતો મેળવી, તેવામાં કર્નલ ગૉડવિનના હાથ નીચેના એક બીજા લશ્કરે માર્ટાબાન લીધું, અને ત્રીજી ફોજે, કર્નલ માઈલ્સની સરદારી નીચે, તેનાસરિમ પ્રાંત સર કર્યો. ચોથી ટુકડીએ આરાકાન જીતી લઈને, તે આખો પ્રાંત તાબે કર્યો.

પછી શત્રુ સાથે, સલાહ થવાની વકીથી, થોડી મુદત લડાઈ બંધ રહી. પણ આવાના રાજાએ સલાહની સરતો કબુલ કરવાને હજી બી આનાકાની કરી, તેથી લડાઈનું પાછું મંડાણ થયું, તેમાં દરેક જગાએ અંગ્રેજ વિજયી થયા. પ્રોમ પાસે બ્રહ્મી લોકનો પરાજય થયો, મેલૂન

૧૮૨૫

હસ્ત કીધું, અને પાગામ આગળ લડાઈ થઈ તેમાં ૧૮૦૦૦ શત્રૂ સામે અંગ્રેજ પાસે માત્ર ૨૦૦૦ માણસ હતાં, તોપણ તેમને જય મળ્યો.

હવે રાજધાની ઉપર જતાં નડતર રહ્યું નહતું, અને જ્યારે અંગ્રેજનું લસ્કર આવાથી ૫૦ માઈલ ઉપર યાન્ડાબો શેહેર આગળ આવી પહોંચ્યું, ત્યારે રાજાને ધાસ્તી લાગી, અને તેણે સલાહનું કહેણ મોકલી દરેક સરત આનાકાની કર્યાવિગર કબુલ કરી.

**સલાહની સરતો**—૧ બ્રહ્મી લોકે મણીપૂર, આસામ, કક્કર અને જિન્ટીઆ પ્રાંત ઉપરથી સઘળો હક છોડી દેવો.

૧૮૨૬

૨ વિજયી અંગ્રેજોને આરાકાન અને તેનાસરિમ પ્રાંત આપવા.

૩ ત્રણ હપતે એક કરોડ રૂપિઆ આપવા.

૪ બીજો હપતો ભરતાં લગી રંગૂન અંગ્રેજના હાથમાં રાખવું.

## बाब १८ मो.

## भरतपूरने घेरो घालीने लीधूं.

૧૮૨૫–૨૬

ભરતપૂરનો રાજા અંગ્રેજનો મિત્ર હતો, તેના મરણ પછી તેના રાજ્યમાં ભારે અવ્યવસ્થા અને અંધેર ચાલ્યાં. મરનાર રાજાના ભતરીજા દુર્જનસાલે, એ કિલ્લો હાથ કરી લઈ, ગાદીના ખરા વારસને બંધીખાને નાંખ્યો. કમ્પની સરકારે વિચાર કીધો કે, એ કિલ્લો હસ્ત કરી લેવાને આ ઘણો સરસ પ્રસંગ આવ્યો છે. અંગ્રેજનાં શસ્ત્ર સામે ટકાવ કરીને આજ દીન સુધી રહેલી માત્ર આ એક જગા હતી, અને એ લેવાને ૨૦ વરસ ઉપર જનરલ લેકે પ્રયત્ન કર્યો હતો તે બધો વ્યર્થ ગયો હતો. દેશી લોક એમ ધારતા હતા કે, એ કિલ્લો જીતાય એવો નથી, ને તે સર્વદા બળવાખોરોને ભેગાં મળવાની જગા તથા મજબૂત ગઢ તરીકે વાપરવામાં આવતી.

૧૮૨૫

એટલામાટે સેનાધિપતિ લોર્ડ કોમ્બરમિઅર ૨૦૦૦૦ માણસ અને ૧૦૦ તોપો લઈ ભરતપૂર આગળ આવ્યો, અને દુર્જનસાલ સામે થયો તેની સામે થઈ, ૨૦ ફુટ જાડાઈની જબરદસ્ત

૧૮૨૬

દીવાલ એણે સુરંગ ફોડી ઉરાડી દીધી, અને એકત્ર હલ્લાં કરી, એ કિલ્લો જીતી લીધો, આ કિલ્લો હાથમાં આવ્યાથી દેશમાં સલાહ અને શાંતી પ્રસરી ગયાં.

## बाब १९ मो.

## लोर्ड विल्यम बेन्टिकनी कारकीर्द.

૧૮૨૮-૩૪.

**લોર્ડ આમ્હર્સ્ટ** પછી **લોર્ડ વિલ્યમ બેન્ટિક** ગવર્નર જનરલ થયો, તેણે લડાઈનાં કામથી જેટલું નામ મેળવ્યું નહીં તે કરતાં વિશેષ નામ, લોક કલ્યાણનાં કામ કર્યાથી મેળવ્યું.

૧૮૨૮

**એની** કારકીર્દિમાં-૧. કુર્ગનું રાજ્ય કમ્પનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું, કારણકે તે વખતે ત્યાં જે રાજા રાજ્ય કરતો હતો તે પોતાની રૈયત તથા કમ્પની બંને સાથે, કઢંગી રીતે વર્ત્યો હતો.

૨. ૧૮૩૩ માં કમ્પનીના પટાની મુદત પૂરી થયાથી, હિંદુસ્તાન તથા ચિન સાથે વેપાર કરવાની બધાંને છુટ મળી; આથી ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની, તેના સંયુક્ત અધિકારમાંથી, વેપાર કરનાર મંડળી મટી ગઈ, અને ફક્ત રાજ્ય કરનાર મંડળી રહી.

૩. બ્રાહ્મણમાં સતીનો ઘાતકી સંપ્રદાય, રજપુતમાં સ્ત્રી-બાળકોને મારી નાંખવાનો, અને જગન્નાથજીના મંદીરમાં ઓચ્છવ ટાણે કમકમાટ આવે એવી ક્રિયા કરવાનો ચાલ હતો તેનો અટકાવ કરવામાં આવ્યો. સરકાર આજ દીન સુધી આ બાબત આંખ આડા કાન કરતી એટલુંજ નહીં, પણ આવા ઓચ્છવને, હાજર રહી માન આપવા, લશ્કરનો પોહરો આપી, આ અઘોર પાપ કામને, કેટલેક દરજ્જે, પરવાનગી તથા ઉત્તેજન આપતી. **લોર્ડ વિલ્યમ બેન્ટિકે**, આ નિર્દય રીવાજોનો અટકાવ કરીને, દેશીઓનાં ધર્મ સંબંધી વેહેમોનું જડમૂળ કહાડવાનો પ્રયત્ન કરવામાં પેહેલ કીધી. **લોર્ડ વિલ્યમ બેન્ટિકે** ૧૮૩૪ માં હિંદુસ્તાન છોડ્યું, અને તેની પછી, ૧૮૩૫ માં, **લોર્ડ આકલાન્ડ ગવર્નર** જનરલ થઇને આવ્યો, તેના રાજ કારભાર-માં અફગાનલોક સાથે લડાઈ ચાલી તેમાં અંગ્રેજને ભારે કષ્ટ અને વિપત્તિ ભોગવવાં પડ્યાં.

# बाब २० मो.

## अफगान लोक साथे लडाई.

૧૮૩૮-૪૨.

**વિગ્રહનું કારણ**—**અફ્ગાનિસ્તાનમાં** **શાહસુજા** રાજ્ય કરતો હતો તેને તેના ભાઈ **મહમદે** પદભ્રષ્ટ કરી કાઢી મૂક્યો, તેથી **અંગ્રેજના** રાજ્યમાં આશ્રય લઈ તેને રેહેવાની જરૂર પડી. **મહમદને** તેના **પુનેખાન** નામના એક પ્રધાનના પ્રતાપથી ફતેહ મળી હતી, પણ એણે પાછળથી કૃતઘ્ન થઈ તેની આંખો ફોડી, અને નિર્દય પણે રીબાવીને આખરે તેને મારી નાખ્યો. મરનારના ભાઈ જેમાં દોસ્ત **મહમદ** મુખ્ય હતો તેમણે **મહમદની** સામે બંડ ઉઠાવ્યું, અને હેરાટ સિવાય બાકીનો બધો મુલક તેની કનેથી છીનવી લીધો.

૧૮૩૮

**શાહસુજાને** **અંગ્રેજ** સરકારે આદરમાન આપી ૩૪૦૦૦ નો મહીનો બાંધી આપ્યો હતો, તેણે પોતાની ગાદી પાછી મેળવવાને **અંગ્રેજને** લાલચ આપી સમજાવ્યું. તે વેળાએ રૂશિઅન લોકની ચઢાઈની ભારે ધાસ્તી હતી માટે **લૉર્ડ આકલાન્ડે** તેનું કહેવું મોટી ખુશીથી કબુલ કર્યું; અને જ્યારે દોસ્ત **મહમદે** **અંગ્રેજના** વકીલની સલાહ ભરેલી દરખાસ્તો ના કબુલ કીધી એટલુંજ નહીં, પણ રૂશિઆના બાદશાહ સાથે સંધિ કીધી, ત્યારે **શાહસુજાને** તેની ગાદીએ પાછો બેસાડવાને લડાઈ પ્રગટ થઈ.

જ્યારે **લાહોરના** રાજા **રણજિતસિંહે** પોતાના રાજ્યમાં થઈ **અંગ્રેજના** લશ્કરને જવા દેવાને કબુલ કીધું, ત્યારે ત્રણ જગાના લશ્કરના એક સૈન્યે **અફ્ગાનિસ્તાન** ઉપર ચઢાઈ કીધી. એક બંગાળનું, બીજું **મુંબઈનું** અને ત્રીજામાં **અંગ્રેજ** અધિકારીઓના હાથ નીચે શાહાસુજાનું લશ્કર હતું. આ સકળ સૈન્યઉપર **સર જાનકીન** સેનાધિપતિ હતો.

**મુંબઈના** લશ્કરની ટુકડીએ **સિંધના** **અમીરોની** સામે થઈને રસ્તો લીધો, અને **કરાંચી** હસ્ત કરી લઈને, આગળ ગયેલા લશ્કરની બીજી ટુકડીઓને **કંદહારમાં** તે જઈ મળી.

આગળ ચાલતાં લશ્કરને થાક, પાણીની તંગી, અને વિક્રાળ ચોરોની ટોળીઓના નિરંતર હુમલાથી, અતિશય દુઃખ પડ્યાં, તોપણ તેમણે ગિજની હસ્ત કરી લીધું. કાબુલ, દોસ્ત મહમદ ઓક્સસ નદીની પેલી તરફ નહાસી ગયો હતો તેથી, લડાઈ કર્યા વગર હાથમાં આવ્યું,

૧૮૩૯

ત્યારપછી શાહસુજાને તેની ગાદીપર પાછો બેસાડ્યો; મિ૦ મેકનાટનને ત્યાંના દરબારમાં વકીલ નીમ્યો, અને રક્ષણ તથા બંદોબસ્ત વાસ્તે કાબુલમાં પુષ્કળ લશ્કર રાખીને બાકીનું લશ્કર હિંદુસ્તાન ખાતે પાછું આવ્યું.

અફગાન લોક અંગ્રેજ ઉપર અનિષ્ટ ભાવ રાખતા, તેથી દોસ્ત મહમદને તેની ગાદી પાછી મેળવવાનો પ્રયત્ન કરવા લશ્કર એહેજ મળી આવ્યું; પરંતુ સર રોબર્ટ સેલે પરવાન આગળ લડાઈમાં પાછો તેનો પરાજય કર્યો, તેથી પછી તરતજ તે મિ૦ મેકનાટનને શરણ ગયો.

**કાબુલમાં દંગો**—એમ છતાં, કંઈક ગારીસનના લશ્કરની ઉન્મત વર્તણુકથી, અને કંઇક મિ૦ મેકનાટને, હિંદુસ્તાન સાથે વ્યવહાર ચલાવવા ખૈબરઘાટનો રસ્તો ખુલ્લો રાખવાવાસ્તે, પાહાડી લોકને દર વર્ષે આપ કહેલી રકમનું અડધ આપી, અણગમતું કામ કીધું તેથી, અંગ્રેજ ઉપર દ્વેષભાવ દીનપરદીન વધતો ગયો; એનો પરિણામ એ થયો કે, અફગાન લોકે કાબુલમાં છચોક બંડ ઉઠાવ્યું, તેમાં દોસ્ત મહમદના છોકરા અકબરખાને આગળ થઈ તેમને ઉશ્કેર્યા, અને વૃદ્ધ તથા અશક્ત જનરલ એલ્ફિન્સ્ટનમાં એ બંડ સમાવી દેવાજેટલું કૌવત ના હોવાથી, તે પ્રતીદીન વધારે ને વધારે ભયંકર થતું ગયું. સર અલેકઝાન્ડર બર્ન્સ અને બીજા અમલદારોને તેમના ઘરમાં પેસીને મારી નાખ્યા; સર વિલ્યમ મેકનાટન અને તેના એક સાથીને, અકબરખાન સાથે સલાહની ભાંજગડ કરતા હતા તેવામાં, ગોળી મારીને મારી નાખ્યા, અને બીજાઓને બંધીવાન કરીને લઈ ગયા. આવા જુલમની શિક્ષા કરવાને શુરવીરપણે યત્ન ન કરતાં, અંગ્રેજોએ સલાહનાં કેહણ પાછાં ચલાવ્યાં, અને બૈરાં, માંદાં, તથા ઘાયલ થયલાં માણસ વગર બીજા ચાર અમલદારોને ઓળમાં આપવા પાછળ મુકીજવાની સરતે, સહી સલામત પાછાં જવા દેવાને અકબરખાનનું અભય વચન મેળવ્યું—આસરે

૧૮૪૦

૫૦૦૦ ગોરા સિપાઈઓ અને ૧૦૦૦૦ છાવણીમાનાં પુટકળ માણસ ત્યાર પછી પાછાં આવવા નિકળ્યાં, તે દરમિયાન રસ્તે તેમને, બરફથી ઢંકાઈ ગએલો ખૈબરઘાટ ઓળંગતાં, એટલું તો દુઃખ પડયું, અને એટલો તો અફગાન લોકે ઉપદ્રવ કીધો, કે આખી સંખ્યામાંથી માત્ર, ડાકટર બ્રાઈડોન નામનો, એકજ માણસ આ ખેદકારક ખબર કેહેવાને જલાલાબાદ જીવતો જઈ પહોચ્યો.

જેવામાં આ ભારે સંહારની ખબર સાંભળીને આખા હિંદુસ્તાનમાં દરેક અંગ્રેજના મનમાં ગભરાટ પેઠો, અને ગએલી આબરૂ પાછી મેળવવાની તૈયારી ચાલી, તેવામાં સર રોબર્ટ સેલે અને તેના નાના સૈન્ય "**પરાક્રમી સૈન્ય**" એવું યોગ્ય નામ સંપાદન કર્યું. (૧૮૪૨) દંગાની શરૂઆતમાં તેને જલાલાબાદ મોકલ્યો હતો, પણ શત્રુઓ પાહાડી રસ્તા રોકીને સાચવી બેઠા હતા, તેથી એ મહા મુશીબતે ત્યાં જઈ પહોંચ્યો હતો. એ શેહેર કબજે લેતાંજ એણે એકદમ તેનો ભાગ્યો તુટો કોટ સમરાવ્યો, અને પાંચ કરતાં વધારે મહીના સુધી એવુંતો શૂરવીરપણે તેનું સંરક્ષણ કીધું, કે અકબરખાનને ત્યાંથી પાછાં ફરવું પડ્યું.

**લોર્ડ** આકલાન્ડ પછી, ૧૮૪૨ માં, **લોર્ડ એલેન્બરો ગવર્નર જનરલ** ની પદવી ઉપર આવ્યો, તેણે સરહદ ઉપર એક મોટું સૈન્ય ભેગુ કર્યું, અને તે લઈ, જનરલ પોલક, ખૈબરઘાટને રસ્તે, ૧૦૦૦૦ બહાદુર પાહાડી લોકના લશ્કર સામે, અસાધારણ જોખમમાં નિકળ્યો. શત્રુઓ નાળમાં જતા લશ્કર ઉપર ગોળીઓ મારતા, માટે તેમને, આ મોટું સૈન્ય સાંકડી નાળોમાં પેસી આગળ ચાલવા માંડે તે પેહેલાં, તેમની ડાબી જમણી બાજુપરના પહાડોની ટેકરીઓ ઉપરથી, મારી હઠાવ્યા, અને એ પ્રમાણે નિરંતર લડતાં જઇ પોતાનો રસ્તો સાફ કરીને, તેઓ જલાલાબાદમાં "પરાક્રમી સૈન્ય" ને જઇ મળ્યા. ત્યાંથી પછી એ જોડાઈ ગએલા સૈન્યે વિકટ પાહાડી રસ્તે કાબુલ ઉપર કુચ કીધી, રસ્તે ટેઝીનઘાટમાં કાબુલના લશ્કરનો પરાજય કીધો (૧૬૦૦૦ માણસનું જોરાવર લશ્કર અને અકબરખાન જાતે તેમનો સરદાર), અને ત્યાર પછી તેઓ, વગર અટકાવે, કુડ કાબુલમાં પેઠા.

એવામાં જનરલ નોટ કંદહારથી નિકળ્યો હતો, તેણે ગિજનીના સુબા

શામસુદીનખાનના હાથ નીચેના ૧૨૦૦૦ અફગાન લોકના લશ્કરનો નોની આગળ પરાજ્ય કર્યો, અને પછી ગિઝનીનો કિલ્લો જીતી લઈ તોડી નાંખ્યો; એટલે શામસુદ્દીન, હમણાં મરાવું એટલું બીજું લશ્કર લઈ, મૈદાનના પહાડી કિલ્લામાં ગયો; જનરલ નોટ તેની પાછળ ત્યાં ગયો, અને તેનો પરાજ્ય કરી, ભેગાં મળેલાં સૈન્ય સાથે મહા ઉમંગથી કાબુલમાં પેઠો.

અકબરખાને કેદીઓને દેશના માંહેલા ભાગમાં પોતાની સાથે લઈ જઈને, ત્યાં તેમને ગોળીથી મારી નાંખવાની, અથવા તુર્કસ્તાનમાં ગુલામો તરીકે વેચી દેવાની ધાસ્તી આપી; એમ છતાં, અંગ્રેજે સલિ મહમદને લાંચ આપી તેમને છોડવ્યા, અને અકબરખાન આવી તેમને ઝાલી પાડે તે પેહેલાં, તેઓને વાટમાં કર્નલ રિચમન્ડ, અને પછી તરત જનરલ સેલ મળી ગયા, તેઓ તેમને બાદશાહી માન આપી, આનંદના પોકાર કરતા કરતા કાબુલ લઈ આવ્યા. કેદી મંડળમાં ૩૧ સનંદી અને ૨૮ વગર સનંદી અમલદારો, તથા ગોરા સિપાઈઓ સિવાય મેકનાટનની અને સેલની સ્ત્રીઓ તથા ૫ અમલદાર અને ૩ ખાનગી ગ્રહસ્થની બૈરીઓ હતી.

શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો હતો, માટે અંગ્રેજી લશ્કરની અફગાનિસ્તાનમાં હવે જાદે જરૂર હતી નહીં, અને તેથી અફગાન લોકને તેમની મરજીમાં આવે તેમ ચાલવા દેવાનો ઠરાવ કરી, તેઓએ વગર ઢિલ કરે પાછાં આવવાનો નિશ્ચય કીધો. પણ કાબુલ છોડી નિકળતા પેહેલાં, તેઓએ, ઔરંગઝેબની કારકીર્દિમાં પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી અલિમર્દખાનનું બાંધેલું મોટું બજાર હતું તેનો નાશ કરીને, શત્રુઓને ભારે નસ્યત આપી, એ મધ્ય એશિઆમાં વેપારનું મુખ્ય સ્થળ અને અતિ વિશાળ ઇમારત હતી; એની લંબાઈ ૬૦૦ ફુટ અને તેમાં ૨૦૦૦ દુકાનો હતી. મરનાર વકીલોનાં મુડદાંને આ જગાએ ખુલ્લાં મુકી અપમાન કર્યું હતું માટે તેને જમીનદોસ્ત કરવાનો નિશ્ચય કર્યો.

---

# बाब २१ मो.

## सिंधमां लडाई.

૧૮૪૨-૪૩

**વિગ્રહનાં કારણ**—૧. સિંધમાં અમીર નામે ઓળખાવતા કેટલાક માણસ અમલ ચલાવતા હતા, તેમણે એ દેશ બલુચિસ્તાન તરફના પાહાડો-માંથી આવીને જીતી લીધો હતો. સ્વતંત્ર રેહેવાના અભિલાષથી, તેઓ પોતાના કામમાં અંગ્રેજને વચ્ચે પડતા જોવાને ચહાતા નહી. મુંબઈના લશ્કરે અફગાનીસ્તાન જતાં તેમની કને જબરાઈથી રસ્તો લીધો હતો. નવા થએલા તહનામાથી, તેમને હૈદ્રાબાદમાં રેસિડન્ટ રાખવાનું, પોતાના દેશમાં કુમકી લશ્કર રાખી તેનું ખરચ પુરૂ પાડવાનું, અને સિંધુ નદી ઉપર વગર જકાતે અંગ્રેજને વેપાર કરવા દેવાનું કબુલ કરવું પડ્યું હતું. આથી અંગ્રેજ ઉપર તેમનાં મન ઘણાં ખાટાં થયાં હતાં.

૨. અફગાનીસ્તાનની લડાઈમાં અંગ્રેજે ભારે આફત તથા વિપત્તિ ભોગવી, તેથી તેમણે તહનામાની પત કરી નહીં, અને અંગ્રેજની જુસરી (તાબેદારી)માંથી નીકળી જવાશે એમ મજબુત આશા બાંધી.

૩. તેમનાં મન ખાટાં થયાં હતાં અને તેમને અંગ્રેજના રેસિડન્ટ મેજર ઔટ્રામની મારફતે વધારે સખ્ત સરતોનું તહનામું કરવા કહ્યું, ત્યારે તેમને એકદમ ક્રોધ સાથે ધિક્કાર ઉત્પન્ન થયો.

લડાઈનું કંઈ પણ કેહેણુ મોકલ્યા શિવાય, તેમણે રેસિડન્ટના મકાન પર દગલબાજીથી હલ્લો કર્યો. ચાર કલાક સુધી પહોરેગીરોએ તેમની સામે ટક્કર આપી તેમને દૂરનેદુર રાખ્યા, ને પછી તે સિંધુ નદીમાં અંગ્રેજની લડાઈની આગબોટ હતી તેમાં જતા રહ્યા, અને સર ચાર્લસ નેપીઅર સિંધનું લશ્કર લઈ સત્વર આવતો હતો તેને જઈ મળ્યા. નેપીઅર સાહેબ મિયાની આગળ એકત્ર થઈ પડેલા અમીરોના મોટા લશ્કરને મળ્યો, અને તેમની ઉપર હુમલો કરી એણે તેમને સૈન્યભંગ કરી નાંખ્યા;

૧૮૪૩

१०० तोपो अने २१००० माणसनुं अमीरोनुं लश्कर, तेमां शत्रू सामे धसारो करी केम जवुं तेनी आवडतवाळा कुशळ बलुचि लोक मुख्यत्वेकरी मरणीआथईने लडवाने ठरी उभा रह्या. अने एनी तरफ लश्करमां मात्र ३००० सिपाईज हता! हैद्राबाद पासे एक बीजी लडाई थई, तेमां पूर्ण जय माळ्याथी सिंधनी लडाईनो अंत आव्यो, पण माणसनी भारे खुनरेज थई. आ पछी अमीरो शरण आव्या. सिंध प्रांत अंग्रेजी राज्य साथे जोडी दीधो, अने सर चार्लस नेपीअर सिंधनो पेहेलो कमिशनर निमाओ.

## बाब २२ मो.

## ग्वालिअरमां लडाई.

१८४३

**विग्रहनां कारण**—१. वृद्ध सिंधीआ (दोलतराव) ना मरण (१८२७) पछी, एनुं राज्य भारे अव्यवस्थामां आवी पड्युं. नवा राजानी (आठ वरसनी उमरनो) जगाए काम करवा **मामा** साहेबने राजप्रतिनिधि निम्या हता, तेनी सामे मरनार **महाराजानी** विधवा **महाराणी** थई. आथीकरी खटपट अने फाटफुट चाली.

१८४३

२. **मरेठी** लश्कर संख्यामां मोटुं तथा जोरावर अने लडाई करवा आतुर थई रह्यु हतुं.

**गवर्नर जनरले महाराणीने** घणी वारी, पण तेनी चेतवणी उपर एणे ध्यान आप्युं नहीं. तेथी **सेनाधिपति सर ह्यु गोफ अंग्रेजी** लश्कर लई एनी उपर गयो. एणे **मरेठा** (मोटा तोपखाना साथे १८००० माणसना जोरावर लश्कर) नो **महाराजपुर** आगळ हुमलो करी केवळ पराभव कर्यो, अने तेज दहाडे **जनरल ग्रे** साहेबे बीजु लश्कर लई **पनिआर** आगळ तेमने सैन्यभंग करी नांख्या. **अंग्रेजनां** घणां माणस अने अमलदार मुआ पण **मरेठा** विखराई गया, ने **महाराणीने** सलाह माटे अरज करवी पडी.

**સલાહની સરતો**—૧. મહારાજ ઊમર લાયક થાય ત્યાં લગી ગ્વાલિ-
૧૮૪૪ અરનું રાજ્ય એક પંચ નિમવામાં આવે તે ચલાવે.

૨. અંગ્રેજના રેસિડન્ટની સલાહ પ્રમાણે પૂર્ણભાવથી ચાલવું.

૩. મરેઠાનું લશ્કર ઘટાડી થોડું રાખવું.

૪. ગ્વાલિઅરમાં અંગ્રેજનું લશ્કર રાખવું અને તેનું ખરચ પુરૂંપાડવું.

૫. મહારાણીને પેન્શન આપવું પણ તેને રાજકારભારમાં હાથ ઘાલવા દેવો નહીં.

આ લડાઈ પછી લૉર્ડ એલેન્બરોને ઇંગ્લાંડ પાછો બોલાવી લીધો, અને સલાહનો શાંત ઊદ્યોગ કરવા કરતાં એણે લડાઈમાં કંઈક વધારે ખુશી માની એમ ધારી, કોર્ટઑફ ડિરેક્ટરોએ એને ઠપકો આપ્યો. પણ લોકોનું મત એવું છે કે, એ ઠપકાને પાત્ર ન હતો.

# બાબ ૨૩ મો.

# પંજાબમાં પેહેલી લડાઈ.

૧૮૪૪–૪૭.

લૉર્ડ એલેન્બરો પછી સર હેન્રિ હાર્ડિંજ ગવર્નર જનરલ થયો. તેની મનોવૃત્તિ સલાહશાંતી રાખવા તરફ વધારે હતી, પરંતુ પંજાબમાં શીખ લોક સાથે ઘણી ભારે અને ખુનરેજીભરેલી લડાઈમાં પોતે આવી પડ્યોછે એવું તેણે જોયું.

**વિગ્રહનું કારણ**—શીખ લોકોનો ઊદય સોળમા સૈકામાં થયો. ઔરંગજેબ તેમને ઘણો પીડતો હતો તેના મોત પછી, તેઓ આબાદ અને પ્રબળ થયા. તે જાતે બાહાદુર અને જોરાવર માણસ હતા, અને ફ્રેન્ચ તથા ઇટાલિઅન અમલદારોને હાથે કવાયત પામ્યાથી, તેમનું એક કાર્યસાધક લશ્કર બન્યું હતું. તેઓનું પાયદળ અને તોપખાનું વિશેષેકરીને કોઇપણ યૂરોપીઅન સત્તાની બરાબરી કરી શકે એવું હતું. રણજીતસિંગ એક બુદ્ધિશાળી પણ અભણ માણસ હતો, તેણે પોતાના હાથ નીચે સર્વ સરદારોને લાવી આખા દેશનું એક મોટું રાજ્ય સ્થાપ્યું હતું. પણ તેના મરણ (સન-

૧૮૩૯ ) પછી, તેના રાજ્યમાં અવ્યવસ્થા અને અંધેર ચાલ્યાં. તેનો છોકરો એક બખેડામાં મરાયો, ને તેની વિધવારાણી, તેના બાલક છોકરાની વાલી તરિકે હતી તે હુકમ મનાવી બંદોબસ્ત રાખવાને અશકત હતી. લશ્કર લડાઈ કરવાને આતુર થઈ રહ્યું હતું, અને તેમણે અંગ્રેજના રાજ્ય ઉપર ચઢાઈ કરવાનો ઠરાવ કર્યો.

સર હેન્રિ હાર્ડિંજને આ ભયની જાણ હતી, તેણે ડહાપણ વાપરી સર હ્યુ ગોફની સરદારી નીચે, લુદિઆના અને મીરત વચ્ચે ૯૦ તોપો અને ૩૦૦૦૦ માણસ ધીમે ધીમે જમાવી રાખ્યાં હતાં. જરૂર પડે, પોતાથી તરત આવી તે જગાએ હાજર થવાય, માટે તે કલકત્તા છોડી સર હ્યુ ગોફની પાસે પોતાની છાવણી નાંખી પડ્યો હતો.

શીખ લોક સતલજ નદી ઓળંગી એકાએક આ પાર આવ્યા, અને ૧૮૪૫ ત્યારે અંગ્રેના આખા લશ્કરને એકદમ બોલાવી ખડું કર્યું.

પ્રથમ મુદકી પાસે ઉગ્રયુદ્ધ થયું, ત્યાં સર હ્યુ ગોફે (લુદિઆનાની વાટમાં) જય મેળવ્યો, પણ સર રોબર્ટ સેલ પડ્યો. અને લડાઈ ઘણી રાત ગઈ ત્યાંસુધી ચાલી.

બીજી મોટી લડાઈ ફિરોજશેહેર આગળ થઈ, અને તેમાં પણ ( અંગ્રેજને ) જય માળ્યો; આ જગાએ શત્રૂ પાછા હઠીને ગયા હતા અને ત્યાં મોટી ખાઈ ખોદી મજબુત મોરચા બાંધી પડ્યા હતા; તેમની સંખ્યા ૪૦ અને ૫૦૦૦૦ ની વચ્ચે હતી. સર હ્યુ ગોફની કને માત્ર ૧૪૦૦૦ માણસનું લશ્કર હતું, તોપણ તેણે એમ વિચાર કર્યો કે, સતલજ નદીની પેલીપાર ૩૦૦૦૦ માણસની શત્રૂની બીજી ફોજ હતી તે આવીને તેમના મૂખ્ય લશ્કર સાથે મળી જાય તે પેહેલાં, લડાઈ કરવાની જરૂર છે. આ લડાઈ હિંદુસ્તાનમાં ઘણીજ ખુનરેજીભરેલી થઈ હતી. રાત પડી ત્યારે અંગ્રેજે માત્ર તેમનો કંઈક મોરચો જીતી લીધો હતો. તે ભુખ અને થાકથી લોથ થઈ ગએલા રણ ક્ષેત્રમાં માડદાં અને ઘાયલ થઈ પડેલાઓની સોડે સુઈ રહ્યા. બીજે દહાડે સવારે અંગ્રેજને "પાણી" ચઢ્યું, તેમણે ભારે સખ્ત (સામે ટકાય નહીં એવો) હલ્લો કર્યો. શીખ લોકને તેમના મોરચાઓ-માંથી મારી બહાર કાઢ્યા અને તેમને સતલજ નદી ઓળંગી પેલીપાર જવું

પડ્યું, આ લડાઈમાં તેમને ઘણી હાનિ પોહોચી હતી, તોપણ એ બહાદુર લડવૈયા નાઉમેદ થયા નહીં. તેમની કુમકે બીજુ મોટું લશ્કર આવી પોચ્યું. અને તેઓ લુદિઆના લઈ લેશ એમ ભીતિ લાગી.

**સર હેરિ સ્મિથને** અણીને વખતે મોકલ્યો હતો, તેણે લુદિઆનામાંના લશ્કર સાથે મળી જવાની યુક્તિતીથી ગોઠવણ કરી, અને **અલિવાલ** આગળ ત્રીજી મોટી લડાઈ થઈ તેમાં જીત મેળવી. આ લડાઈમાં માણસનો ભારે સંહાર થઈ ગયો હતો. મડદાંની લાશો નદીમાં તણાતી જોવામાં આવતી.

મોટું તોપખાનું, દારૂ ગોળા, અને માણસનું નવુ લશ્કર કુમકે આવી પોહોચ્યા પછી, **સર હેરિ સ્મિથ** અને **સર હ્યુ ગોફનાં** એકત્ર મળેલાં સૈન્યની ચોથી મોટી લડાઈ **સોબ્રોન** આગળ થઈ, તેમાં પુરેપુરો જય મળ્યાથી **પંજ**-બની લડાઈનો અંત આવ્યો. ત્રણ કલાક સુધી તોપોનો માર ચલાવ્યાથી શત્રૂના કીલ્લાનો નાશ થયો નહીં, ત્યારે પાયદળે આગળથી ધસારો કર્યો, અને ઘોડે સ્વારોએ પાછળથી પડીને તે કામ પાર મુક્યું. **અંગ્રેજનો** જય થયો અને **શીખ** લોક હારી ગયા.

ત્યારપછી એ વિજયી ફોજ, બાળરાજાને સલાહની સરતો કહેવાને, **લાહોર** ઉપર ગઈ.

**સલાહની સરતો**—૧ લડાઈના ખરચ બદલ **અંગ્રેજને** પુષ્કળ દ્રવ્ય આપવું.

૨. **બિઆસ** અને **સતલજ** નદી વચ્ચેનો મુલક **અંગ્રેજને** આપવો.

૩. **કાશ્મિરની** ખીણ અને તેની આસપાસના કેટલાક મુલકનું એક જુદુ સંસ્થાન કરવું, અને **ગુલાબસિંગે** લડાઈમાં સામેલ ના થતાં અળગા રહી **અંગ્રેજ** સરકારને **લાહોર** સાથે સારી રીતે સલાહ કરાવી આપી, તેથી તે તેને આપવું, ગુલાબસિંગ **શીખ** જાતનો વસીલાવાળો સરદાર હતો.

૪. છેલ્લી, **અંગ્રેજનું** (૧૦૦૦૦ માણસનું) લશ્કર બંદોબસ્ત સારૂ **લાહોરમાં** રેહે.

**સર હેન્રિ હાર્ડિંજ** અને **સર હ્યુ ગોફને**, તેમની સારી ચાકરી અને બહાદુરીના બદલામાં ઊમરાવની પદવી મળી. ત્યાર પછી

૧૮૪૭ **લોર્ડ હાર્ડિંજ** તરતજ **વિલાયત** ગયો અને તેની પાછળ **લોર્ડ દલહુઝી** આવ્યો.

# बाब २४ मो.

## पंजाबनी बीजी लडाई.

૧૮૪૮–૫૧.

**વિગ્રહનું કારણ.**—મુલતાનનો સુબો લાલ મુળરાજ શીખ જાતનો સરદાર હતો, તે અંગ્રેજ સામે લાહોરમાં શીખ લોક સાથે ખટ-

૧૮૪૮

પટ કરતો હોય એવું માલમ પડ્યું, તેથી તેને પદભ્રષ્ટ કરી તેની જગાએ સરદાર ખાનસિંગને નિમ્યો. બંગાળાના મુલ્કી ખાતાના અધિકારી મિ૰ વાન્સ અગન્યું અને મુંબાઈના લશ્કરી ખાતાના અધિકારી મિ૰ અન્ડરસનને કમિશનર નેમી, એ બંને જણને નવા સુબાને રાજ્યાભિષેક કરવા સારૂ રસાલા સાથે મોકલ્યા; પણ મુલતાન આવી પોહચતાં ફીસાદ ઉઠ્યો. કમિશનરોનો રસાલો નિમકહરામ નિકળ્યો. અને એ કમીશનરોને મારી નાંખ્યા. થોડા વખતમાં એ બળવો પંજાબમાં અગ્નિની પેઠે ફેલાયો. લેફટનંટ એડ્વર્ડસ લીહામાં હતો, તેણે પોતાને ઘણા સંકટમાં આવી પડેલો જોઈને પોતાથી બની શકે તેટલા સૈન્યનો જમાવ કર્યો, ભાવલપુરના રાજાને વિનંતી કરી તેની મદદ મેળવી, અને પછી દેરા ઇસ્માયલના કિલ્લાના અધિકારી કર્નલ કાર્ટલન્ડની સાથે મળી સદુસેન પાસે લાલ મુળરાજનો પરાભવ કર્યો. લાલ મુળરાજને મુલતાન પાછા ફરવાની જરૂર પડી. આ પ્રમાણે મિ૰ એડવર્ડસની સમજ અને ચાલાકીથી બળવાનો ઉભરો અટક્યો, પરંતુ તે દાબી દેવાનું કામ તેના એકલા પંડથી બન્યું નહીં.

પછી જનરલ વ્હિશ મિ૰ એડવર્ડસની સાથે મળી, ૨૮૦૦૦ માણસ લઈ મુલતાનને ઘેરો ઘાલ્યો. પણ અકસ્માત શેરસિંગ છુટોપડી ૫૦૦ શીખ લોકો સાથે શત્રૂને મળી ગયો. અને વળી પાસે બરાબર તોપખાનું હતુ નહીં, તેથી તેને ઘેરો ઉઠાવવાની જરૂર પડી.

જ્યારે લોર્ડ ગોફ મોટા લશ્કર સહીત ફિરોજપુરથી આવ્યો, ત્યારે અંગ્રેજના ઘોડેસ્વારો રામનગર પાસે શત્રૂના લશ્કર સાથે લડતા હતા; પરંતુ તે શત્રૂની પાછળ અવિચારથી ઘણે આઘે લગી પડ્યા, તેથી તેઓ છુપાઈ રહેલા શત્રૂઓના હાથમાં આવી પડ્યા, અને તેમને મોટી હાનિ ખમી પાછું ફરવું પડ્યું.

**લોર્ડ ગોફે** ચિલિઅનવાલા પાસે એક ઉગ્ર યુદ્ધ કર્યું; તેમાં **અંગ્રેજ**ના ઘણા માણસોનો ઘાણ વળી ગયો. અંગ્રેજો પોતાની જગા છોડી ડગ્યા નહીં, તોપણ તેમણે જીતનો લાભ લીધો નહીં શત્રૂને પુરે ન લાગતાં જવા દીધા.

૧૮૪૯

તેવામાં **જનરલ વિશે** કુમકે લશ્કર આવી પોહોચ્યાથી **મુલતાન**ને ફરી ઘેરો ઘાલ્યો, એ શેહેર હલ્લાં કરી લીધું; **લાલ મૂળરાજ** શરણે થયો, અને મિ॰ **એગન્યુ** તથા **અન્ડરસન સાહેબ**ને મારી નાખ્યાનો ગુન્હો એની ઉપર સાબીત થયાથી તેને જન્મપર્યંત કેદ રાખ્યો.

**મુલતાન** લીધા પછી, **જનરલ વિશ** મદદે જઈ પોહોચ્યાથી, **લોર્ડ ગોફે ગુજરાત** નામે ગામ પાસે **શેરસિંગ**ના લશ્કર સાથે યુદ્ધ કર્યું, શત્રૂનુ ૫૦ હજાર માણસનું લશ્કર હતું, તોપણ અંગ્રેજોએ પોતાને ઘણી હાની નહી થવા દેતાં તેમને કેવળ સૈન્યભંગ કરી નાંખ્યા. **દોસ્ત મહમદ**, અફગાન લશ્કર લઈ, **શેરસિંગ**ની મદદે આવ્યો હતો તે નાઠયો, તેની પાછળ **જનરલ ગિલબર્ટ ખૈબરઘાટ** સુધી પડ્યો. **શીખ** લોક (૧૬૦૦૦) પોતાનાં હથીઆર મુકી શરણે આવ્યા. તે દરેકને એક એક રૂપીઓ આપી, તેમનાં ઘોડાં રહેવા દીધાં એટલે તે ઘેર ગયા. ફકત **શેરસિંગ** અને કેટલાક સરદારોને કેદ કરી રાખ્યા.

આખો **પંજાબ** પ્રાંત **અંગ્રેજ**ના રાજ્ય સાથે જોડી દીધો, ને **ચિલિઅનવાલા**ની લડાઈમાં **લોર્ડ ગોફ**ના લશ્કરને ભારે હાનિ થયાથી વિલાયતમાં બધાંનાં મન ઘણાં વ્યાકુળ થયાં હતાં, તેથી **લોર્ડ ગોફ**ને નોકરી પરથી દુરકરી તેની જગાએ **સર ચાર્લસ નેપીઅર**ને **પંજાબ**નો **સેનાધિપતિ** બનાવ્યો.

૧૮૫૧

## बाब २५ मो.

## ब्रह्मी लोकसाथे बीजी लडाई.

૧૮૫૧–૫૨.

**વિગ્રહનું કારણ**–**રંગુન**ના સુબાએ અનાહુત **અંગ્રેજી** બે વહાણના અધિપતિઓની સામે થઈ **અંગ્રેજ** સાથે શત્રૂવટ જણાવી હતી. ત્યારે તે કાફલાના અધિકારીએ **આવા**ના રાજાની

૧૮૫૧

સાથે તકરાર કરી ત્યારે તેણે તે સુબાને નોકરી પરથી દૂર કર્યો, પણ એની જગાએ બીજો નિમ્યો તે તેના પૂર્વાધિકારીની પેઠેજ ખરાબ રીતે વર્ત્યો. તે ઉપરથી નૌકાપતિ લામ્બાર્ટે રંગુન તથા તેની આસપાસનાં શેહેરોને ઘેરો ઘાલી નાકાં રોકવાનું જાહેર કર્યું. આવાના રાજાની પાસે નુકશાનનો બદલો માગ્યો તે તેણે આપ્યો નહીં ત્યારે લોર્ડ દલહુઝીએ જનરલ ગોડ્વિનને મોટું સૈન્ય તથા આરમાર આપી મોકલ્યો.

ગોડ્વિને જઈ પોહોચતાંજ માર્ટાબન, રંગુન, બેસીન અને છેવટે તે

૧૮૫૨ પ્રાંતની રાજધાની પેગૂ પણ જીતી લીધું.

અંગ્રેજને આગળ વધતા અટકાવનાર મોટા શત્રુ મર્કિ અને તાવ હતા. જ્યારે તે બંધ પડ્યાં, કે તરત જનરલ ગોડ્વિને મોમ લીધું, ને આ પ્રમણે આખો પેગૂ પ્રાંત અંગ્રેજના સૈન્યે કબજ કર્યો.

આવાના રાજાને પદભ્રષ્ટ કરી તેનો ભાઈ રાજા થયો હતો. તે નવા રાજાએ સંધિ કરવી તે સારૂંછે એમ ધાર્યું. બે સરતોથી તે કબુલ રાખ્યું.

**સંધિના ઠરાવ.** ૧. પેગુમાં અંગ્રેજ કેદી હતા તેમને છોડી મુકવા.

૨. પેગૂ અને જીતેલો બધો મુલક અંગ્રેજના રાજ્ય સાથે જોડી દેવો.

# बाब २६ मो.

## लोर्ड दलहुझीनी कारकीर्दि.

૧૮૫૪–૫૬.

લોર્ડ દલહુઝીના રાજ્યનાં છેલાં બે વર્ષ બીજાનાં રાજ્યનું જોડી દેવું,

૧૮૫૪ ફેરફાર અને સુધારાને વાસ્તે પંકાય છે.

૧. નિજામે કુમકે રહેલા લશ્કરનું ખરચ પુરૂં પડાયું નહીં, તેથી હૈદ્રાબાદની ઉત્તર તથા પશ્ચિમનાં તેનાં ચાર પ્રગણાં અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં.

૨. નાગપુરનો રાજા નસંતાન મરી જવાથી તેનું રાજ્ય જોડી દીધું.

૩. (પટણાની પૂર્વે) ભાગલપુર તથા રાજમહાલના પ્રગણામાં સોંથલ

૧૮૫૫ જાતના પાહાડી લોકના બળવાને જનરલ લોયલ્ડે બેસાડી દીધો. એવું કહેછે કે, બંગાળાના વ્યાજવહોરાનો ધંધો કરનારા

ઓના જુલમથી તે ખિજવાઈ ગયા હતા, ને તેમનામાં, તેમના આગેવાનો એ, દેવની અમને પ્રેરણા થઈ છે એમ કહી, જુસ્સો ઉત્પન્ન કર્યો.

૪. સન ૧૮૦૧ ની સંધિ થયા પછી, અયોધ્યાનું ( આઉદ ) રાજ્ય ખરાબ રીતે ચાલતું હતું માટે તે જોડી દીધું. ત્યાંનો વિષયી અને ઉડાઉ નવાબ પોતાનો રાજકારભાર બરાબર ચલાવતો ન હોતો, તેથી તેનાજ લોકો તેની સામે થવા તત્પર થયા હતા.

૧૮૫૬

સન ૧૮૦૧ ની સંધિથી, અંગ્રેજ તેને પર રાજ્યના અને કુટુંબના હુમલામાંથી બચાવવાને બંધાયા હતા; અને નવાબે પોતાની પ્રજાને ફાયદાકારક રીતો પોતાના રાજ્યમાં સ્થાપવાને કબુલ કર્યું હતું. તેણે પોતાની કબુલાત પાળી નહીં, તેથી તેની કનેથી સત્તા ખુંચી લેવામાં આવી, અને તેને બદલે તેને મોટી રકમનું વર્ષાશન બાંધી આપ્યું.

જનરલ પણ પાછળથી સર જેમ્સ ઔટ્રામ અયોધ્યામાં મુખ્ય કમિશનર થયો.

૫. આ ગવર્નરના સમયમાં લોકની સંસારી સ્થિતિમાં પણ સુધારો થયો. વિદ્યાનો વધારે થયો ; ખેતીવાડીને પાણી પાવાનાં બાંધકામનો ફેલાવો થયો ; વેપારને ઉત્તેજન મળ્યું, ને ત્રણ ઈલાકાનો તારદ્વારાએ એક બીજા સાથે સંબંધ થયો. ઘણું ખરૂં એમ કહેવાય છે કે, હિંદુસ્તાનમાં તે વખતથી જે રેલવે બંધાઈછે તેમાંની ઘણી ખરી લોર્ડ દલહુઝીએ પોતે આંકેલી હતી.

ઘણાં જાણવાલાયક ખેતર અથવા જમીનને પાણી પાવાનાં બાંધ કામઃ—

પશ્ચિમ જમનાં નદીની નેહેર ૪૨૫ મૈલ લાંબીછે, તેની મુખ્ય નેહેરમાંથી ખેતીવાડીને પાણી પાવાના લગભગ ૭૦૦ ફાંટા છે. આ નેહેરથી જે દેશ અગાઉ મેદાન જેવો હતો તે હાલ ફળદ્રુપ થયો છે.

પુર્વ જમનાં નદીની નેહેર ૧૫૫ મૈલ લાંબીછે, તે હિંદુસ્તાનમાં ઘણીક જગાએ ખુશકારક અને મનોહર દેખાવ આપેછે.

ગંગા નદીની નેહેર હિંદુસ્તાનનાં બાંધકામમાં અતિશય શોભાયમાન છે, તેની શાખાઓ ૮૦૦ કરતાં વધારે મૈલ ગએલી છે. સન ૧૮૫૭ માં એ કામ પુરૂ થયું હતું.

લોર્ડ દલહુઝીએ ખાલી થએલો ખજાનો ભરવા માટે, દેશી લોકે

સરકારને ધિરેલાં નાણાંનું વ્યાજ, ૫ ટકાનું ચાર ટકા કરી નાંખ્યું. આ સારા મતલબથી કાઢેલી યુક્તિનો અર્થ માત્ર સત્તાનું બળ હતું. અને એથીકરી લોકમાં અસંતોષ પ્રગટ થયો. ને તેથી એ વખતે જે ભયંકાર બળોઃ સળગી ઊઠવાની તૈયારી હતી તેમાં ઘણુંકરીને ઘી હોમાયું.

સન ૧૮૫૩ માં બોર્ડ ઑફ કન્ટ્રોલના પ્રેસિડેન્ટ સર ચાર્લસ વુડને હાથે પાર્લમેન્ટમાં એક બિલ પાસ થયાથી કમ્પનીના પટામાં કેટલાક અગત્યના ફેરફાર થયા.

૧૮૫૬

૧. ડિરેક્ટરોની સંખ્યા ઘટાડી ૩૦ ની ૧૮ કરવી.

૨. આખા હિંદુસ્તાનને માટે કાયદા બાંધનારી એક સભા સ્થાપવી.

૩. વૈદક ખાતાની અને સિવિલ સર્વિસની ચાકરીમાં બધા ઉમેદવારોને, જો તે ઠરેલી પરિક્ષામાં પાસ થાય તો, દાખલ કરવા.

૪. બંગાળા ઈલાકાની સરકાર માટે એક લેફટેનેન્ટ ગવર્નર નીમવો.

સન ૧૮૫૬ ના ફ્રેબ્રુવારી માસની ૨૯ મી તારીખે લોર્ડ દલહુઝી ( હવે માર્કિવસ ) ની જગાએ વાઈકાઉન્ટ કેનિંગ આવ્યો.

૧૮૫૬

## बाब २७ मो.

## हिंदुस्तानमां बळवो.

૧૮૫૭

જે વખત બળવો થયો, તે વખતે અંગ્રેજનું લશ્કર ઈરાનની ચઢાઈમાંથી તરતજ આવ્યું હતું. અને ચિન સાથે લડાઈ ચાલી હતી.

**ઈરાનની ચઢાઈ**—ઈરાનનો શાહ અથવા પાદશાહ, સન ૧૮૫૩ ની સંધિથી ઉલટું ચાલી, હેરાતમાં લશ્કર લઈ ગયો હતો, અને તેને પાછું બોલાવવા અથવા અંગ્રેજનું મન મનાવવા કહ્યું, તેની તેણે ના પાડી, તેથી તેની સામે લડાઈ જાહેર થઈ.

૧૮૫૬

આશરે ૬૦૦૦ માણસે ( તેમાં ૨૦૦૦ સીપાઈ હતા ) ઇરાની અખાતમાં પેસી બુશાયર હસ્તગત કર્યું, ને દેશના મધ્યભાગમાં પેસવાની તૈયારી હતી, એટલામાં એવી ખબર આવીકિ, શાહે સંધિ કરી અંગ્રેજ સરકારની બધી માગણીઓ કબુલ રાખીછે.

**ચિનની લડાઇ**—અંગ્રેજી વાવટાના રક્ષણ નીચેનું એક વહાણ ચિના લોકોએ પકડ્યું, ને તે સાથે લાગલી દુશ્મનાઈ ચાલી, અને કેટલી એક પલટણો તેમાં ઘણીએક યૂરોપીઅનની હિંદુસ્તાનમાંથી ચિન મોકલવામાં આવી. પણ જેવામાં અંગ્રેજ કંતાન ઉપર તોપનો માર ચલાવતા હતા, ને તેમણે ચિનની નદીઓના નાકાં રોક્યાં હતાં, તેવામાં—નહીં ધારેલે વખતે અને જ્યારે હિંદુસ્તાનમાં લશ્કર ન હતું તે વખતે—હિંદુસ્તાનના સિપાઈઓમાં ભયંકર બળવો જાગ્યો.

૧૮૫૬

**બળવાનાં કારણ**—મુળ કારણ એ હતું કે, દલહુઝીના રાજકારભારમાં ઘણાક જુદી જુદી ફેરફાર થયા, અને બીજાનાં રાજ્ય જોડી દેવાયાં તેથી દેશીઓના મનમાં ઘણી બેદીલી ઉત્પન્ન થઈ હતી. અંગ્રેજના શત્રૂઓએ તેમને એમ સમજાવ્યું કે, તેઓ હિંદુ અને મુસલમાની ધર્મનો નાશ કરી તેની જગાએ ખ્રિસ્તી ધર્મ સ્થાપવાનો ઈરાદો રાખેછે.

૧૮૫૭

૨. નીકટ કારણ—એન્ફીલ્ડ રાયફલ દાખલ કરવાનું હતું. તેની કાટ્રિજ એટલે ચામડાની ટોટીઓ ચરબી લગાડી લીસી કરેલી હતી, તે ઉપરથી એવી ગપ ચાલી કે, સીપાઈઓની જાતી ભેદ તોડવા સારૂ આ કાટ્રિજને ગાય તથા સુઅરની ચરબી ચોપડેલી છે. ને જેવી રીતે મુસલમાનો સુઅરને ધિક્કારે છે, તેવીજ રીતે હિંદુઓ ગાયને પવિત્ર ગણેછે; તેથી હિંદુ અને મુસલમાન સિપાઈઓમા એકજ વખતે બળવો ઊઠ્યો, ને તે થોડા વખતમાં આખા હિંદુસ્તાનમાં તેમાં મુખ્યત્વે કરી બંગાળામાં પ્રસરી ગયો.

પ્રથમ દેખાવ, ડુમડુમમાં, લશ્કરની મસ્કેટ્રી નિશાળમાં દીઠો. પછી તરતજ બરાકપુરની પેહેલા નંબરની ૧૯ મી રેજીમેંટમાં, અને ત્યારપછી મીરતની જુદી જુદી દેશી પલટણોમાં તેનાં ચિન દેખાયાં, અંગ્રેજોએ મીરતમાં આખી પલટણને બેડી જડી તેમનાં હથીઆર ખુંચી લીધાં. પરંતુ સિપાઈઓને તેઓના દોસ્તદારોએ છોડવ્યા. તેમાંના ઘણા ખરા નાઠા, ને બળવાખોરને ભેગાં થવાની જગા દીલ્હી હતી તે તરફ સિધા કુચ કરી ગયા. ત્યાં મોગલ વંશના ૮૨ વર્ષના વૃદ્ધ શાહઆલમને હિંદુસ્તાનનો રાજા ઝાહેર કર્યો. યૂરોપીઅનની ઉપર બળવાખોરોએ ઘણું ઘાતકીપણું ગુજાર્યું; જ્યાં જ્યાં તેઓનાં બૈરાં છોકરાં દીઠાં ત્યાં ત્યાં તેઓનો ટાઢા લોહીમાં વધ કર્યો. સર

**જોન લારેન્સના** જોરાવર રાજકારભારમાં ફક્ત **પંજાબ** ડગ્યું નહીં. આ ખરા સંકટના વખતે **શીખ** લોકોની પલટણોએ નીમકહલાલીથી ચાકરી બજાવી.

અંગ્રેજ સરકારે યૂરોપી સૈન્ય એકઠું કરવા દરેક પ્રયત્ન કર્યો. **શીલોન, મોરીશીયસ** અને **કેપ ઓફ ગુડ હોપ**માં આગબોટો મોકલી. એડમિરલ **લૉર્ડએલ્જિન**ની સરદારી નીચે બ્રિટિશ લશ્કર હોંગકોંગ હંકારી જતું હતું તેમને આ ખેદકારક સમાચાર પોંચ્યા, કે તેમણે તરતજ પોતાનો રસ્તો બદલી **કલકતા** તરફ મનવાર હંકારી. થોડા માસમાં અંગ્રેજનું ૮૦હજાર માણસોનું લશ્કર હિંદુસ્તાનમાં જમા થયું.

**દીલ્હિ જીતી લીધું**—એવામાં જનરલ ઓન્સન જેટલું મળી આવ્યું તેટલું લસ્કર લઈ દીલ્હી તરફ ગયો, પણ તે રસ્તામાં કોગળીયાથી મરણ પામ્યો. તેની જગાએ જનરલ **બર્નાર્ડ** થયો તે પણ દીલ્હિ નજીક એજ રોગથી મરણ પામ્યો. પછી જનરલ **વિલ્સને** આધિપત્ય લઈને ઘેરો ઘાલ્યો. એ કીલ્લામાં ઓછામાં ઓછા ૧૫,૦૦૦ સિપાઈઓ હતા. તેઓએ મરણીઆ થઈને પોતાનું રક્ષણ કર્યું, ને વારંવાર હુમલા કર્યા, પણ અંગ્રેજોએ તેમને દરેક વખતે પાછા હઠાવ્યા. તેઓએ શેહેર છોડવવાને પ્રયત્ન કર્યો, પણ તેમાં તેમના ઘણા માણસો માર્યા ગયા. અને તેમનો પરાભવ થયો. જ્યારે તોપો વડે પેશી શકાય એવા બાકાં પડ્યાં, ત્યારે ઓગરદમથી હુમલો કરવામાં આવ્યો. શેહેર તથા રાજાનો મેહેલ હસ્તગત થયાં. સિપાઈઓ ચારે તરફ નાઠા, અંગ્રેજો તેમની પાછળ પડ્યા. તેમાં હજારો માણસ માર્યાં ગયાં, ને વૃદ્ધ **પાદશાહ** પકડાયો. તેનો જાન બચાવ્યો, પણ એના બે છોકરાઓએ નાશી જવાનો પ્રયત્ન કર્યો તેથી **મેજર હોજસને** તેમને ગોળીએ માર્યા.

**કાનપુરમાં કતલ.**—જેવામાં જનરલ વિલ્સન નીચે અંગ્રેજો દીલ્હીમાં જય મેળવતા હતા, તેવામાં **કાનપુર**માં અઘોરકર્મ થયાં. ફક્ત ૧૫૦ માણસ, પણ બૈરાં છોકરાંની મોટી સંખ્યાસહીત **સર હ્યુ વિલર** બરાકમાં મોરચો બાંધી બેઠો હતો. તે **નાના સાહેબ**ની સરદારી નીચ ઘણા સિપાઈઓ સામે લગભગ ત્રણ અઠવાડીઆં લગી ટકાવ કરી રહ્યો.

**નાનાસાહેબ** બાજીરાવ **પેશ્વા**નો દત્તક છોકરો, જાતે **મરાઠો** બ્રાહ્મણ હતો. તે **કાનપુરથી ૭ માઈલ છેટે બિથુરમાં** રહેતો હતો. તે છટાથી અંગ્રેજી

બોલતો, ને તેની રીતભાત દેશી કરતાં યૂરોપિઅનને વધારે મળતી આવતી હતી; પણ અંગ્રેજ સરકારે તેનો ગાદીએ બેસવાનો હક નામંજુર કરયો તેથી તે અંતઃકરણમાં ઘણું વેર રાખતો હતો, અને તે લેવા એણે આ તક સાધી.

જનરલ વિલર જખમી થયાથી સીપાઈઓને વધારે વાર ટકી રહેવાની હીંમત રહી નહીં; નાના સાહેબે જે માગણી કરી તે તેઓએ સ્વીકારી. તેણે ગંગાનું પાણી મુકીને સમ ખાધા કે, જો તમે શરણે થાઓ તો તમારૂં રક્ષણ કરવું, ને અલ્હાબાદ જવા સારૂ મછવા આપવા. પણ તેઓ નદી ઉપર ગયા નહીં એટલામાં, તેમની ઉપર ચારે ગમથી ગોળીઓનો વરસાદ વરસાવ્યો. એક સિવાય બધા મછવા ભાગી ડુબી ગયા, છટકી ગએલી એક હોડીની પછવાડે તેઓ થયા, અને તેને હસ્તગત કરી. સઘળા પુરૂષોને ગોળી મારી મારી નાંખ્યા. પણ બૈરાંછોકરાંને કાનપુરમાં બીજા યૂરોપીયન કેદી ભેગાં કેદ કર્યાં.

જનરલ હેવલોક ૨૦૦૦ માણસ લઈને કલકત્તેથી દોડતો અલ્હાબાદ ગયો, ફુત્તેપુર આગળ ૪૦૦૦ બળવાખોરોને હરાવ્યા. ને પછી ત્યાંથી પાંસરો કાનપુર ગયો. પરંતુ તે ઘણો માંડો જઈ પોંચ્યો. નાના સાહેબે, જય મેળવવાની કાંઈ આશા ન રહ્યાથી, સઘળાં બૈરાંછોકરાંને મારી નાખી કુવામાં ફેંકી દેવાનો હુકમ કર્યો, ને પછી તે એક દરવાજેથી શેહર છોડી ચાલતો થયો, તેવામાં અંગ્રેજો બીજે દરવાજેથી પેઠા.

**લખનોર મુક્ત કર્યું**—**સર** હેન્રિ લૉરેન્સે લખનોરનો કીલ્લો ઉડાવી દઈ રેસીડેન્સીની આસપાસ ખાઈ ખોદી મોરચો બાંધ્યો, ત્યાં એણે ઘણા પાસેના હુમલા થયા તેનાં સઘળાં કષ્ટો વેઠી, પોતાની પાસે મુઠીભર માણસ હતાં તે વડે ૮૭ દીવસ સુધી બચાવ કર્યો. આ બાહાદુર માણસ કારી જખમ લાગ્યાથી પડ્યો. પછી તેની સરદારી કર્નલ ઇંગ્લિશના હાથમાં આવી, તેણે પણ પોતાની ફરજ સારી રીતે બજાવી. તેની નીચેના સઘળા માણસોએ શરણે નહીં થવુ પણ મરવું એમ નીશ્ચય કર્યો.

**સર** હેન્રિ હેવલોક તેઓને મુક્ત કરવાને પાંચ છ દીવસમાં આવી પહોંચ્યો હોત, પણ લડાઇ અને કોગળીઆથી તેનાં માણસ કમી થઈ ગયાં

હતાં; તેથી તેને પાછાંફરી બીજા લશ્કરની રાહ જોવાની જરૂર પડી. જેવો **સર જેમ્સ ઓટ્રામ** પોતાના લશ્કર સહીત આવ્યો કે તરતજ તેઓ બંને જણ લખનોર ઉપર ચાલ્યા. આલમબાગ અને મંગળવાર પાસે બલવાખોરોને માર્યા; ને સાતમે દીવસે રેસિડન્સી તરફ રસ્તો કરી તેઓના દુઃખ પામતા ભાઈઓને જઈ મળ્યા. પણ તેમની સાથે તેઓને પણ કષ્ટ ભોગવવાનું હતું; કેમકે બળવાખોરોનું ૮૦ હજાર માણસ ભેગું મળેલું હતું તેમની આગળ તેઓનાં ૨૦૦૦ માણસ કાંઈ વધારે કરી શકે તેમ ન હોતું.

એમ છતાં છુટકારાનો વખત પાસે આવ્યો હતો. **સર કોલિન કેમ્પબેલ** નવો સેનાધિપતિ ઠરીને ઇંગ્લાંડમાંથી ૨૪ કલાકની નોટીસે આ વખતે હિંદુસ્તાનમાં આવ્યો. તે ૧૦ હજાર માણસ લઈ આગળ ધસ્યો. તેણે રેસીડન્સિ તરફ રસ્તો કર્યો, ત્યાં તેણે બાહાદુર હેવલોક સિવાય સઘળાઓને સહી સલામત જોયા. તે દુઃખ અને થાકથી પીડાતો, પોતાના દોસ્તદારના સહી સલામત આવ્યાની ખાત્રી થયા પછી, તરતજ મરણ પામ્યો. **સર કોલિન કેમ્પબેલે** માંદાં, જખમી તથા બૈરાંછોકરાંને અલ્હાબાદ મોકલાવ્યાં, અને પછી લખનોર હુમલો કરી થોડા દીવસમાં હસ્તગત કર્યું. શેહેરની આસપાસ એકઠા થયેલા બળવાખોરોને, પરાભવ કરી, ચારેગમ નસાડી મુક્યા. ઘણાખરા તેમના સરદાર **નાના સાહેબ** સાથે **નેપાળના** ડુંગરમાં નાશી ગયા; મોટું લશ્કર વિખેરાઈ ગયું, ને બળવાનો અંત આવ્યો. **તાતીયા ટોપી** નામનો સરદાર મધ્ય હિંદુસ્તાનમાં નાશી ગયો હતો તે પછી તરતજ પકડાયો, ને તેને ફાંસી દીધી. દીલ્હી હસ્તગત થયા પછી, વૃદ્ધ **મોગલ** રાજાને કેદ કર્યો હતો તેની તપાસ ચલાવી; તેમાં તે ફીતુરી ઠર્યો તેથી તેને દેશ નિકાલ કર્યો, પણ દેહાંત દંડની શિક્ષા કરી નહીં.

હજારો કેદીઓને ફાંસી દીધી, ને હજારોને બંગાળાના ઉપસાગરને સામે કાંઠે દેશનિકાલ કર્યા. હિંદુસ્તાનમાંથી હથીઆર ખુંચાવી લીધાં, ને હિમાલય પર્વતથી તે કન્યા કુમારી ભુશિર સુધી આખા દેશમાં આ પ્રમાણે સ્વસ્થતા અને સલાહ સંપ પ્રસરી ગયાં.

---

# बाब २८ मो.

## राज्यनो फेरफार.

૧૮૫૮.

બળવો શમ્યા પછી પાર્લમેન્ટમાં એક કાયદો પસાર થયો, તેથી હિંદુસ્તાનનું રાજ્ય ઇંગ્લાંડનાં ગાદીપતીને સ્વાધીન થયું. ઇસ્ટ ઇન્ડિઆ કમ્પનીની રાજ્ય કરવાની સત્તાનો નાશ થયો, પણ તેની મીલકતને આંચ લાગી નહીં. આ પ્રમાણે જે કાયદો પાસ થયો તેમાં નીચેની બીનાઓ હતીઃ—

૧૮૫૮

૧ આજદીન સુધી ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની જે સત્તા ભોગવતી હતી તે બધી સત્તા સાથે, હિંદુસ્તાનના મુલકનું રાજ્ય ઇંગ્લાંડનાં ગાદીપતીને આપવું.

૨ હિંદુસ્તાનની, દરેક બાબતમાંથી ઊપજતી, આવક તે ઇંગ્લાંડની ગાદીની આવક થાય, એમછતાં તે માત્ર હિંદુસ્તાનની સરકારના કામ અર્થે વપરાય.

૩ હિંદુસ્તાન માટે એક સેક્રેટરી ઑફ સ્ટેટ નીમવો, અને તેને બીજા સેક્રેટરીઓ ઑફ સ્ટેટને જે સત્તા અને અધિકાર છે તે સત્તા તથા અધિકાર આપવો.

૪. એને એનું કામ કરવામાં મદદ કરવાને વાસ્તે પંદર કૌન્સિલરોની એક કૌન્સિલ સ્થાપવી, તેમાં (એ પંદરમાં) સાત કૌન્સિલરો હાલની ચાલતી કોર્ટ ઑફ ડિરેક્ટર પોતામાંથી પસંદ કરી ઠરાવે, એને આઠ રાજા તરફ નીમવામાં આવે.

૫. નીમાયલા ડિરેક્ટર વગર, જેણે કમ્પનીની ચાકરીમાં સિવિલ (દીવાની તથા મુલ્કી) અથવા લશ્કરી ખાતામાં ઓછામાં ઓછી દશ વરસ નોકરી કરી ના હોય તે, અથવા હિંદુસ્તાનમાં દશ, કે તે કરતાં વધારે, વરસથી ઓછી મુદત નોકરી કરી આવ્યો હોય તે, કૌન્સિલમાં જગાને માટે પસંદ કરવા લાયક ગણાય નહી.

૬. હિંદુસ્તાનની કૌન્સિલનો મેમ્બર પાર્લમેન્ટમાં બેશી શકે નહીં.

૭. મેમ્બરોનો પગાર રૂ ૧૨૦૦૦ રાખવો, અને દશ વરસ ચાકરી કરે રૂ ૫૦૦૦ નું પેન્શન આપવું.

૮. કૌન્સિલે, મળીને, ઇંગ્લાંડ સાથેનું હિંદુસ્તાન ખાતાનું બધુ કામ કરવું, અને તેમાં જ્યારે જ્યારે મતભેદ પડે ત્યારે ત્યારે વધારે મત પડે તે પ્રમાણે કરવું. તોપણ સેક્રેટરી ઑફ સ્ટેટને, રાજ્યના* બીજા દરેક પ્રધાનની પેઠે, પાર્લમેન્ટની જવાબદારી પોતાને શીર રાખીને, કૌન્સિલરોનો ઠરાવ રદ ગણવાની સત્તા આપવી.

આથી કરીને ગવર્નર જનરલ ઈન કૌન્સિલ, હવે પછી હિંદુસ્તાનનું રાજ્ય કમ્પનીના નામે નહી, પણ મહા રાણીના નામે ચલાવે એટલોજ માત્ર ફેરફાર થયો, એ શિવાય બીજો કંઈ ફેરફાર હિંદુસ્તાનના રાજ્યમાં થયો ન હતો.

પાર્લમેન્ટમાં આ ફેરફાર બાબત ઘણાના વિરૂદ્ધ વિચાર હતા. તોપણ એ આટલો બધો સારી રીતે ચાલ્યો છે, અને લોકકલ્યાણ અર્થે ફાયદાકારક નીવડ્યો છે.

હાલની ચાલતી બ્યવસ્થા મુજબ, બ્રિટિશ હિંદુસ્તાનમાં વૈસરૉય અને ગવર્નર જનરલ ઈન કૌન્સિલની પદવીનો એક અમલદાર રહેછે, અને તે, નીચે પ્રમાણે દેશના દશ ભાગ કસ્યા છે ત્યાંના સ્થાનીક રાજકારભાર ઊપર દેખરેખ રાખેછે.

| | |
|---|---|
| ૧ મદ્રાસ<br>૨ મુબાઈ | આ બંને ઇલાકા, વૈસરૉયના અધિકાર નીચે છે, તોપણ, સેક્રેટરી ઑફ સ્ટેટ સાથે પરભારૂ લખાણ કરવાનો તેમનો જુનો મોભો રાખી રહ્યાછે, એ દરેકમાં એક એક ગવર્નર અને કમેન્ડર ઇન ચીફ રહેછે, તથા આ બે અમલદારો અને બે સિવિલિઅન (મુલ્કી તથા દીવાની ખાતાના) અમલદારોની એક કૌન્સિલ છે. |

| | | |
|---|---|---|
| ૩ બંગાળા અથવા ગંગા નદીનો નીચ પ્રદેશ. | એમાં લેફ્ટેનેન્ટ (મદદનીશ) ગવર્નર રહેછે અને કાયદા બાંધનારી એક સભાછે. | કલકત્તા. |

*મીલ સાહેબ કૃત્ય હિ. ઈતિહાસ જુઓ, પાનું ૧૪૭ મુ.

| | | |
|---|---|---|
| ૪ વાયવ્ય ખુણાના પ્રાંત. | એમાં લેફટેનેન્ટ ગવર્નર રહેછે. | અલ્હાબાદ. |
| ૫ પંજાબ. | એમાં લેફ્ટનેન્ટ ગવર્નર રહેછે. | લાહોર. |
| ૬ અયોધ્યા. | એમાં ચિફ કમિશનર રહેછે. | લખનોર. |
| ૭ મધ્ય પ્રાંત. | એમાં ચિફ કમિશનર રહેછે. | નાગપુર. |
| ૮ બ્રિટિશ બ્રહ્મદેશ. | એમાં ચિફ કમિશનર રહેછે. | રંગૂન. |
| ૯ વરાડ. | એ હૈદ્રાબાદના રેસિડેન્ટના તાબામાંછે. | ઊમરાવતી અને આકોલા |
| ૧૦ મ્હૈસૂર તથા કુર્ગ. | એમાં ચિફ કમિશનર રહેછે. | બેંગલોર અને મર્કારા. |

ઉપર શિવાય ૧૫૩ વતનદારી સંસ્થાનોછે, તે ઉપર ત્યાંના રાજાઓ, ચાલતા આવેલા રીવાજ મુજબ, અમલ ચલાવેછે, તોપણ તે એટલે લગી વૈસરાયના અધિકાર નીચે છે કે, તેમને મદદ કરવાને ત્યાં બ્રિટિશ અમલદારો રહેછે, અને તે જે પ્રમાણે તેમને કહેછે તે પ્રમાણે તેઓ ચાલેછે.

આ પ્રમાણે હિંદુસ્તાનનો આખો દ્વીપકલ્પ, નીચેનાં પોર્ટુગલ તથા ફ્રાન્સનાં નાનાં સંસ્થાન શિવાય, બ્રિટિશ રાજ્યની સત્તા નીચે છે.

૧ પોર્ટુગીઝ અથવા ફીરંગી લોકનાં સંસ્થાન
- ૧ ગોવા, પશ્ચિમ કિનારા પર.
- ૨ દમણ, કોકણ કિનાર ઉપર.
- ૩ દીવ, કાઠીઆવાડને દક્ષિણ કિનારે.

ફ્રેન્ચનાં સંસ્થાન.
- ૧ ચંદ્રનગર, હુગલી નદી ઉપર.
- ૨ કારિકલ, ગોદાવરી નદીના મુખ આગળ.
- ૩ પાન્ડિચરિ, કોરોમાંડલના કિનારા પર.
- ૪ યાનાન, ઓઢિઆના કિનારા પર.
- ૫ માહી, મલબાર કિનારાપર.

પેહેલાનો (ફીરંગીના સંસ્થાનનો) વિસ્તાર માત્ર ૧૮૮ ચોરસ મૈલનો છે, અને તેમાં ૨૦૩૮૮૭ ની વસ્તી છે. પાછળાનો (ફ્રેન્ચનો સંસ્થાનનો)

વિસ્તાર ૧૦૬૬ ચોરસ મૈલનો છે, અને તેમાં ૩૧૩૨૬૨ ની વસ્તી છે.

# बाब २९ मो.

## ताजी बिनाओ.

૧. **એબિસિનિઆની લડાઈ.**—લૉર્ડ એલ્‌જીનના પછી, સન ૧૮૬૩ માં, સર. જાન લારેન્સ ગવર્નર જનરલ થયો, તેના વખતમાં એબિસિનિઆ સાથે લડાઈ થઈ, તેમાં અતિશય ખરચ થયો પરંતુ અંગ્રેજની ખ્યાતિ વધી, ( ૧૮૬૮ ).

૧૮૬૮

**વિગ્રહનું કારણ.**—એબિસિનિઆના બાદશાહ થીઓદરે બ્રિટિશ પ્રજા પર જુલમ કરી તેને સન ૧૮૬૭ માં કેદ કરી. અને જ્યારે અંગ્રેજ સરકારે દાખલા દલીલ સાથે તેમ ના કરવા તેને સમજાવીને વાર્યો, ત્યારે એણે તે કેદીઓને છોડવાને, તથા તેનો મનમાનતો ખુલાસો આપવાને, ના પાડી. એ ઊપરથી તા૦ ૨૧ મી ઓગષ્ટ ૧૮૬૭ ને રોજ પાર્લમેન્ટની સમતીથી લડાઈ ઝાહેર થઈ, અને એ લડાઈ માટે જોઈએ તે લશ્કર તથા તેનું ખરચ, ઇંગ્લાંડ સરકારના ખરચથી પુરૂં પાડવાને મુંબાઈ સરકારને હુકમ કરયો.

થોડા મહીનામાં ૧૨૦૦૦ (તેમાં ૪૦૦૦ ગોરા) માણસનું લશ્કર, છાવણીમાં કામકાજ કરનાર ૮૦૦૦ પુટકળ માણસ સાથે ઊભુ કરી, તા૦ ૧૦ મી અકટોબરને રોજ, મુંબાઈથી જળમાર્ગે રવાને કરયું, તે એનેસ્લિના ઊપસાગર આગળ ઊતરયું, અને સિકંદરીઆમાંથી પુષ્કળ ઊંટ તથા ખચ્ચર પોતાની સાથે લઈ ઝુલાની છાવણીમાં તા૦ ૪ થી જાન્યુઆરીએ ભેગુ થયું. આ ચઢાઈનું આધિપત્ય જનરલ સર રોબર્ટ નેપીઅરને, તેની નીતિનીપુણતા અને લશ્કરી કુશળતા ઊપર ભરોસો રાખી, આપવામાં આવ્યું હતું. આ ચતુર સરદારની સરદારી નીચે બધું લશ્કર ત્યાંથી સીધુ થીઓદર બાદશાહની રાજધાની મગદલા તરફ ગયું.

**પરિણામ.**—તા૦ ૧૨ મી અપ્રીલને રોજે, મગદલાના કીલ્લા આગળ એ બાદશાહના લશ્કરનો પરાજય થયો. અને યૂરોપીઅન કેદીઓ અંગ્રેજને સ્વાધીન થયા. પણ થીઓદરે વગર સરતે શરણ થવા ના પાડી, તેથી તા૦

૧૪ મી અપ્રીલે હલ્લાં કરી તેનો કિલ્લો લઈ લીધો. થીઓદર બાદશાહ ઘણુંકરી પોતાને હાથે પીસ્તોલ ખાઈને મુઓ હતો, તેની લાશ મડદામાંથી જડી. ચઢાઈ કરવાનો હેતુ પાર પડ્યો તેથી લશ્કર દેશ તરફ પાછું ફર્યું. થીઓદરના છોકરાને કેળવણી આપવા વિલાયત મોકલ્યો, તે અઘાપી નાની ઊમરનો છે.

જનરલ નેપીઅરને અને તેના બહાદુર લશ્કરને પાર્લમેન્ટમાં બંને સભાઓ તરફથી સાબાશી મળી; વળી એને અને એના નીકટના વારસને રૂ ૨૦૦૦૦ નું પેન્શન બાંધીઆપ્યું, અને એને "બેરન નેપીઅર ઑફ મગદલાનો" ઈલકાબ આપી અમીરની પદવીએ ચઢાવ્યો.

૨. **સન૧૮૬૯ ની બીનાઓ**.૧—તા૦૧૨મી જાન્યુઆરીને રોજ, સર જાન લૉરેન્સની પછી, અર્લ મેયો ગવર્નર જનરલ અને વૈસરૉય થઈને આવ્યો. સર જાન લૉરેન્સ હિંદુસ્તાનની અંદર ૩૮ વરસ કારકીર્દિ ભોગવી ઇંગ્લાંડ સિધાવ્યો. ત્યાં તેને "લૉર્ડ લૉરેન્સ ઑફ પંજાબ અને ગ્રેટ્લી ઈન ધી કૌન્ટ ઑફ હેન્ટ્સનો" ઈલકાબ આપી અમીરની પદવીએ ચઢાવ્યો.

૨. તા૦ ૧૮ મી ડીસેંબરને રોજ સ્વેજની ખાડીમાં થઈને વહાણને જવા આવવાનો રસ્તો ઊઘડ્યો. ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે પેહેલાંના રસ્તાથી ૧૧ ૬૦૦ મૈલનુ અંતર હતું તે હવે આ નવે રસ્તે ૬૫૦૦ મૈલનું થયું.

૩. તા૦ ૨૭ મી ડીસેંબરને રોજ ઇંગ્લાંડનો શાહજાદો આપણી રાણીનો બીજો છોકરો આલ્ફ્રેડ ડ્યુક ઑફ એડીન્બરો હિંદુસ્તાનમાં આવ્યો. એ ત્રણ મહીના હિંદુસ્તાનમાં રહ્યો. તે દરમીઆન દેશના દરેક ભાગમાં, જ્યાં એ ગયો ત્યાં, દેશી રાજા રજવાડાએ અને યુરોપીઅન અમલદારોએ આદર માન સાથે એની સારી રીતે પરોણાચાકરી કરી.

**૧૮૭૦ ની બીનાઓઃ**—૧ આ સાલના ફ્રેબ્રુઆરી મહીનામાં ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે દરીયામાં તાર નાંખવામાં આવ્યો. આથી હિંદુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચે સંદેસા ચલાવવાનું કામ અતિશય સુલભ થયું. એ કામ કરવામાં "ગ્રેટ ઇસ્ટર્ન" નામની આગબોટ કામે લગાડી હતી.

૨. સર વિલ્યમ માન્સ્ફીલ્ડની જગાએ લાર્ડ નેપીઅર હિંદુસ્તાનનો કમેન્ડર ઈન ચીફ થયો.

**૪ લૉર્ડ મેયોનું ખુન**— આ **વૈસરાય** સન ૧૮૭૨ માં **આન્દામાનના** બેટમાં દેશ નીકાલ કરેલા કેદીઓની હાલત જોવા ગયો, ત્યાં એને એક દુષ્ટ ઝનુની **અફગાન મુસલમાન** કેદીએ વિનાકારણે છરો ભોકી મારી નાખ્યો. આથી ઘણા લોક દીલગીર થયા. એની લાશને ઇંગ્લાંડ લઈ ગયા, અને એની જગાએ **લૉર્ડ નૉર્થબ્રુક** નીમાયો.

એના સમયમાં બે બનાવ નોંધવા જોગ બન્યા છેઃ—૧ સન ૧૮૭૪ માં વડોદરાના રેસિડેંત **કર્નલ ફ્રેયરને** ઝેર દેવાનું તોહોમત **મલ્હાર-રાવ ગાયકવાડ** ઉપર આવવાથી તેને પરેહેજ કર્યો, અને તેનો ઈનસાફ કરવાને જાહેર કચેરી એજ કારણ માટે **વડોદરાના કાંપમાં** નવી ઠરાવી. ન્યાય કરનારા ત્રણ **યૂરોપીઅન** અને ત્રણ દેશી હતા, તેમાંના ત્રણે યૂરોપીઅને તેને અપરાધી ઠરાવ્યો, ને ત્રણે દેશીને મન ગુનો સાબિત થયો નહીં. **લૉર્ડ નાર્થબ્રૂકનો** અભિપ્રાય આગલા જોડે મળતો આવ્યો, પણ ન્યાયાધિશોમાં મતભેદ પડેલો તેથી **મલ્હારરાવ** એ ગુનાની શિક્ષામાંથી બચ્યો, પરંતુ આપેલી મુદતમાં એણે રાજ્યમાં કંઈ સુધારો કરયો નહીં, પણ વધારે અંધેર અને જુલમ થયો, તેથી રાજ્યને ન લાયક છે એમ ઠરાવી તેને નજરકેદ કરી **મદ્રાસ** મોકલી દીધો, અને **ગાયકવાડી** કુળની એક શાખા **ખાનદેશમાં** ગરીબ હાલતમાં જડી, તેમાંના એક બાળક છોકરાને, મયત **મહારાજ ખંડેરાવની** વિધવા રાણી **જમનાબાઈ** પાસે દત્તક લેવડાવી, ગાદીએ બેસાડ્યો.

૧૮૭૪

૧૮૭૫.

૧૮૭૫ માં **મહારાણી વિક્ટોરીઆના** ટીલાટ કુંવર **પ્રિન્સ આફ વેલ્સ** હિંદમાં પધાર્યા. વૈસરાયે, રાજા રજવાડાએ તથા પ્રજાએ તેને બહુ માન દીધું.

**સન ૧૮૭૬ ની બીનાઓઃ**—લૉર્ડ નાર્થબ્રુક રાજીનામુ આપી સ્વદેશ સીધાવ્યો. અને તેની જગાએ **લૉર્ડ લીટન ગવર્નર જનરલ** તથા **વૈસરાય** થઈને આવ્યો, તેની કારકીર્દિમાંઃ—

૧ આપણાં **મહારાણી વિક્ટોરીઆએ પાર્લેમેંટની** સંમતિથી "**કૈસરે હિંદ**" એવું પદ ધારણ કર્યું. ૧૮૭૭ ના જાનેવારીની ૧ લી તારીખે, **દિલ્હીમાં** મોટા મોટા રાજા, **નવાબો**, યૂરોપી અને

૧૮૭૬

દેશી ગૃહસ્થો, તથા સરકારી અમલદારોને બોલાવી, દરબાર ભરી ભારે દબદબાથી એ ઈલકાબ જાહેર કર્યો.

૨ સન ૧૮૭૮ના નવેંબર માસમાં અફગાનિસ્તાન જોડે લડાઈ ચાલી

# बाब ३० मो.

## अफगानिस्तानसाथे २ जी लडाई.

૧૮૭૮

**વિગ્રહનું કારણ—**. આ સમે ત્યાં અમીર શેરઅલ્લી રાજ કરતો હતો. મધ્ય એશીઆમાં રૂશ રાજ્યનું જોર વધ્યું હતું, અને તેમની રાજસીમા અફગાનિસ્તાન સુધી આવી લાગી હતી. વળી તેમણે કાબુલમાં વકીલ મોકલી શેરઅલ્લીને પોતાના પક્ષમાં લીધો. એવા સમાચાર પ્રસાર્યાથી તેની જોડે કેટલાક નવા કરાર કરવાને લૉર્ડ લીટને અંગ્રેજ વકીલ મોકલ્યો. એ વકીલને શેરઅલ્લીએ પોતાના રાજ્યમાં પેસવા દીધો નહિ, તે પરથી તા૦ ૨૦ મી નવેંબરને રોજ લડાઈ જાહેર થઈ.

૧૮૭૮

બોલન અને ખૈબર ઘાટની વાટે બ્રિટિશ હિંદની સેનાઓ અફગાનિસ્તાનમાં પેઠી. અમીરની ફોજે કેટલેક ઠેકાણે વઢી પણ હારીને નાઠી. જલાલાબાદ અને કંદહાર અંગ્રેજી લશ્કરે લીધાં. શેરઅલ્લી પોતાના યાકુબખાન નામે કુંવરને કેદમાંથી છોડી રાજ્ય સોંપી કાબુલથી નાઠો ને થોડા વખતમાં મરણ પામ્યો. યાકુબે લડાઈ ન ચલાવતાં સલાહ કરી.

**સલાહનીસરતો—૧.** લડાઈની દરમીઆન બ્રિટિશ સરકારનો પક્ષ લીધો હોય તે બધા અફગાનોને પુરેપુરી ક્ષમા બક્ષસવી.

૨. અમીરે પરરાજ્ય સાથે, અંગ્રેજની સલાહ અને મરજી પ્રમાણે, સબંધ રાખવો.

૩. અંગ્રેજના વકીલને કાબુલમાં રાખવો.

૪. વેપારીની સલામતી બાબત ગોઠવણ કરવી.

૫. કુરમથી કાબુલ સુધી તાર ઘાલવો.

૬. આપ્રમાણે દોસ્તી ભરેલી રીતે ઊપલી વાતો કબુલ રાખી તેના બદ-

લામાં કંદહાર અને જલાલાબાદ પાછાં આપવાં; કુરમ, પિશીન અને સિબિ-એ સાંપેલાં પ્રગણાં છે એમ ગણવું; ખૈબર અને મિચ્નિ ઘાટ ઉપર અંગ્રેજનો કબજો રાખવો.

૭. બ્રિટિશ સરકારે અમીરને અને તેના જાયાનશીઓને દરવરસે છ લાખ રૂપીઆ મદદ બદલ અપવા.

## काबुलमां बलवो.

એ કરાર થયાને પૂરા ત્રણ માસ ન થયા એટલામાં કાબુલમાંના અફગાન લશ્કરે બલવો કર્યો, ને તેમાં કાબુલ શહેરના લોક સામેલ થયા. બાલાહીસાર નામે કાબુલમાં મોટો ગઢ છે તેમાં અમીર રહેછે. એજ ગઢના એક ભાગમાં અંગ્રેજ વકીલને મુકામ આપ્યો હતો. તેને તથા તેના રસાલાને બલવાખોરોએ મારી નાખ્યા. હિંદની ફોજ કાબુલ ઉપર ચડી. યાકુબખાન અંગ્રેજી ફોજને આવી મળ્યો. જનરલ સર ફ્રેદરિક રૉબર્ટે જઈ કાબુલ કબજે કર્યું, અને અંગ્રેજી એલચીની હત્યા કરનારામાંના જેઓ પકડાયા તેમને, તથા અંગ્રેજી ફોજની સામે જેમણે જુદ્ધ કર્યું તેમનામાંના જે હાથ આવ્યા તેમને ફાંસી દીધી. યાકુબખાંએ રાજ્ય પરથી હાથ ઉઠાવ્યો, અને અંગ્રેજી ફોજનો સરદાર તેને ઠામે રાજ્ય કરવા લાગ્યો. અંગ્રેજ વકીલ અને તેના સાથીને મરાવવામાં યાકુબખાં સામેલ હતો એવો આરોપ તેને શિર આવ્યાથી, તેને, તેના સસરાને અને બીજા કેટલાક પઠાણ સરદારોને બંદીવાન કરી હિંદુસ્તાનમાં આણ્યા, સને ૧૮૭૯.

એ વરસના દિસેમ્બર માસની આખરે અફગાન લોક પોતાના દેશમાંથી પરદેશી ફોજને કાઢી મૂકવાને જુદ્ધે ચઢ્યા. જાન મહમદ, મીરબુચાખાં, વગેરે સરદારોના ઉપરીપણા નીચે સુમારે ચાલીશ હજાર માણસ કાબુલ ઉપર ચઢી આવ્યું. એ ઉઠાવણીમાં ધર્મગુરૂઓએ દીનનો જુંડો ઉપાડ્યો હતો. અંગ્રેજી ફોજને કાબુલ શહેર અને બાલાહિસાર ગઢ છોડી કેટલેક છેટે શારપુરની મોરચાબંધ છાવણીમાં જઈ મુકામ કરવો પડયો, અને તેમનો વહેવાર હિંદજોડે બંધ પડી ગયો. અફગાન ફોજે કાબુલ અને બાલાહિસારનો કબજો કરી તેમને ઘેરી લીધા. તા. ૨૫ મી દિસેમ્બરે તેમણે શારપુરની

છાવણી ઉપર હલ્લાં કર્યાં, પણ તેમને જય માળ્યો નહીં. **ખૈબર**માંથી બીજું **ઇંગ્રેજી** સૈન્ય મદદે આવવાથી જનરલ **રૉબર્ટે** **કાબુલ** અને **બાલાહિસાર** ફરીને જીતી લીધાં, અને શત્રૂની ફોજને વિખેરી નાંખી. એ ઝઘડામાં બહુ માણસ મારયાં ગયાં અને ઘણાં ઘાયલ થયાં. **અફગાન** ફોજની કને તોપો ન હોવાથી એને કવાયતમાં તે કાચી, તેથી તેમનાં હજારો આદમી નબળાં થયાં ને રણમાં પડયાં. **ઇંગ્રેજી** લશ્કર ચોતરફ ફરી દેશને તાબે કરવા પર મંડયુંછે. **અફગાન** સરદારોએ **યાકુબખાન**ના દીકરા **મુસાખાન**ને પોતાને કબજે રાખી, તેને નામે વળી યુદ્ધ મચાવવાની તૈયારી કરવા માંડીછે. **ગીઝની** શહેરમાં તેમનું મુખ્ય મથક છે, ને હાલ **હિંદુસ્તાન** અને **કંદહાર**ને રેલવેથી જોડવાનું કામ તડામાર ચાલેછે.

લૉર્ડ **લીટ**ને પોતાના ઓદ્ધાનું રાજીનામુ મોકલ્યું અને **લૉર્ડ રિપન** સાહેબ તેની જગાએ ગવર્નર જનરલ અને **વૈસરાય** થઈને આવ્યા, તા૦૧ લી જુન સન ૧૮૮૦.



# પુરવણી.

**રેગ્યુલેટિંગ ઍક્ટ (રાજ્ય ચલાવવાના ધારાનો કાયદો) થતા પેહેલા બંગાળામાં થએલા ગવર્નરોનાં નાંમ તથા તેમની કારકીર્દિ. સન ૧૭૩૮ થી સન ૧૭૭૨ સુધી.**

| વરસ | નામ | | જાણવા લાયક ખીના. |
|---|---|---|---|
| ૧૭૩૮ | મી. ક્રટન્ડન ............ | | |
| ૧૭૩૯ | મી. બ્રેડિલ.............. | ૧૭૪૪ | **કર્ણાટકમાં પેહેલી લડાઈ.** |
| ૧૭૪૬ | મી. ફૉરેસ્ટર ........... | ૧૭૪૬ | લાબોર્ડોને ફોર્ટ સેન્ટ જ્યોર્જ લઈ લીધો. |
| ૧૭૪૯ | અલેક્ઝાન્ડર ડૉસન ........ | ૧૭૪૯ | અંગ્રેજે દેવિકોટા લીધું. |
| ૧૭૫૦ | મી. બ્રાવેલ ........... | ૧૭૫૦ | હૈદ્રાબાદ અને આર્કટમાં ગાદીના હક બાબત લડાઈ ચાલી. |
| | | | ક્લાઈવે આર્કટને છાપો મારી ઘેરો ઘાલ્યો. |
| | | ૧૭૫૧ | આર્નિની લડાઈ—ક્લાઈવે રાજાસાહેબને હરાવ્યો. |
| | | | ક્લાઈવે કંજીવરમ લીધું. |
| ૧૭૫૨ | વિલ્યમ ફિચ ............ | ૧૭૫૨ | સીરિંગામની લડાઈ—લોરેન્સ અને ક્લાઈવે ફ્રેન્ચને હરાવ્યા. |
| ૧૭૫૨ | રોજર ડ્રેક .............. | | ચંદાસાહેબને (તંજોરના લશ્કરે) મારી નાંખ્યો. |
| | | | કોવલાંગ અને ચિંગલીપટ ક્લાઈવે જીતી લીધાં. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| | | ૧૭૫૪ ડુપ્લી ફ્રાન્સ પાછો ગયો અને ગોડ્યુ તેની જગાએ આવ્યો. |
| | | ૧૭૫૬ **બંગાળામાં પેહેલી લડાઈ.** |
| | | ૧૭૫૬ સુરાજાદૌલા ફોર્ટ વિલ્યમ લેછે—અંધારી કોટડી— |
| | | ૧૭૫૭ પ્લાસીની લડાઈ—એમાં ક્લાઈવે સુરાજાદૌલાનો પરાજય કર્યો. |
| | | ૧૭૫૬ **કર્ણાટકમાં બીજી લડાઈ.** |
| ૧૭૫૮ | લેફ્ટેનન્ટ કર્નલ રોબર્ટ ક્લાઈવ .. | |
| | | ૧૭૫૮ કૌન્ટ-ડી-લાલીએ ફોર્ટ સેન્ટ ડેવિડ તોડી નાંખ્યો. |
| | | ૧૭૫૮–૫૯ કૌન્ટ-ડી-લાલી અને મોન્શિઅર બુસ્સીએ ફોર્ટ સેન્ટ જ્યોર્જ ઉપર મિથ્યા હુમલો કર્યો. |
| | | કન્ડોરની લડાઈ. કર્નલ ફ્રોર્ડે ફ્રેન્ચનો પરાજય કર્યો; અને મછલીપટણ જીતી લીધું. |
| | | ૧૭૫૯ વાન્ડિવાશની લડાઈ—અંગ્રેજ (કર્નલ કુટ) અને ફ્રેન્ચ (કૌન્ટ-ડી. લાલી અને મોન્શિઅર બુસ્સી) વચ્ચે. |
| ૧૭૬૦ | જે. ઈઝેડ. હોલવેલ ........ | એમાં ફ્રેન્ચ હાર્યા અને બુસ્સી કેદ પકડાયો. |
| ૧૭૬૦ | હેન્રિ વૉન્સિટાર્ટ .......... | ૧૭૬૧ કર્નલ કુટ પાન્ડિશરી લીધું. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| | | ૧૭૫૮ **બંગાળામાં બીજી લડાઈ.** |
| | | ૧૭૫૯ ચિન્સૂરામાંના ડચને કર્નલ ફોર્ડે હરાવ્યા. |
| | | ૧૭૬૩ ઘેરીઆની લડાઇ. અંગ્રેજ અને મિરકાસિમ વચ્ચે. એમાં મિરકાસિમ હાર્યો. |
| | | ૧૭૬૩ અંગ્રેજે મોંગિર લેઈ લીધું. |
| | | ૧૭૬૩ અંગ્રેજને પટણામાં કતલ કર્યા. |
| ૧૭૬૪ | જાન સ્પેન્સર ............ | ૧૭૬૪ પટણા, બકસર અને કરાની લડાઈઓ. અંગ્રેજ (જનરલ કર્નાક અને મેજર મન્રો) અને એકમ્પી લસ્કર (મિરકાસિમ સુજાદોલા, અને શાહઆલમ) વચ્ચે, તેમાં અંગ્રેજનો જય થયો. |
| ૧૭૬૫ | લોર્ડ ક્લાઈવ. (બીજી વખતે) | ૧૭૬૫ **બંગાળામાં સુધારો.** |
| | | બંગાળા, બહાર અને ઓઢિઆ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં. |
| ૧૭૬૭ | હેરિ વરેલ્સ્ટ ............ | ૧૭૬૭ **મ્હૈસૂરમાં પેહેલી લડાઈ.** |
| | | ૧૭૬૭ ચંગામ અને ત્રિનોમાલીની લડાઈ. એમાં કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
| --- | --- | --- |
| ૧૭૬૯ | જાન કાર્ટીઅર............ | ૧૭૬૮ કપ્તાન કાલવર્ટે બહાદુરીથી અમ્બુરગઢનું સંરક્ષણ કર્યું.<br>૧૭૬૯ મદ્રાસમાં સુલાહ થઈ. ( હૈદર તથા અંગ્રેજ વચ્ચે ). |

**રેગ્યુલેટિંગ એક્ટ ( સન ૧૭૭૨ માં ) થયો ત્યારથી તે રાજ્યનો ફેર ફાર ( સન ૧૮૫૮ માં ) થયો ત્યાં સુધી થએલા ગવર્નર જનરલો, ને તેમની કારકીર્દિમાં બનેલી જાણવા લાયક બીનાઓ.**

| વરસ | નામ | જાણવા લાયક બીના |
|---|---|---|
| ૧૭૭૨ | વોરેન હેસ્ટિંગ્સ .......... | ૧૭૭૪ રોહિલાઓને હાંકી કાઢ્યા. |
| | | ૧૭૭૪ નંદ કુમારને ફાંસી દીધી. |
| | | ૧૭૭૬ **મરેઠા સાથે પેહેલી લડાઈ.** |
| | | ૧૭૭૮ મુંબાઈનું લસ્કર નામ બોળી પાછું ફર્યું. |
| | | ૧૭૮૦ કર્નલ ગૉદાર્ડે અમદાવાદ લીધું. |
| | | ૧૭૮૦ કર્નલ પૉફમે લહારનગર અને ગ્વાલિઅર લીધું. |
| | | ૧૭૮૨ સાલબાઈની સલાહ થઈ. |
| | | ૧૭૮૦ **મ્હૈસૂરની બીજી લડાઈ થઈ.** |
| | | ૧૭૮૦ કર્નલ બેલિનો પરાજય થયો. |
| | | ૧૭૮૧ ચિલમ્બ્રમ, પૉર્ટોનોવો, પોલીલોર અને શોલિગરની લડાઈઓ. અંગ્રેજ ( સર આઈરી કુટ ) અને હૈદર વચ્ચે. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| | | ૧૭૮૨ કર્નલ બ્રાથ્વેટનો પરાજય થયો. |
| | | ૧૭૮૨ પનિઆનીની લડાઈ થઈ. એમાં મેજર એબિંગ્ટને હૈદરના છોકરા ટીપુને હરાવ્યો. |
| | | ૧૭૮૩ જનરલ મેથ્યુસનો પરાજય થયો. |
| | | ૧૭૮૩ કર્નલ કેમ્પબેલે માંગ્લોરનું સંરક્ષણ કર્યું. |
| | | ૧૭૮૪ માંગ્લોરમાં સલાહના કોલકરાર થયા. |
| | | ૧૭૮૪ મી. પિટનું બિલ પાસ થયું. |
| ૧૭૮૫ | સર જાન મેકફર્સન ........ | ૧૭૮૫ વૉરન હેસ્ટિંગ્સને ઇંગ્લાંડ પાછો બોલાવ્યો; અને ત્યાં એની |
| | | ૧૭૮૮–૯૫ ઉપર કામ ચાલ્યું. |
| ૧૭૮૬ | લોર્ડ કોર્નવાલિસ .......... | ૧૭૮૬ **મૈસૂરની ત્રીજી લડાઈ થઈ.** |
| | | ૧૭૯૧ જનરલ કોર્નવાલિસે બેંગ્લોર અને નંદીદુર્ગ જીતી લીધાં. |
| | | ૧૭૯૨ શ્રીરંગપટણમાં સલાહ થઈ. અંગ્રેજ (જનરલ એબર્ક્રોમ્બિ) અને ટીપુ વચ્ચે. |
| ૧૭૯૩ | સર જાન શોર............ | |
| ૧૭૯૮ | લોર્ડ મોર્નિંગ્ટન (માર્કિવસ વેલેસ્લિ) | ૧૭૯૮ **મૈસૂરની ચોથી લડાઈ.** (કર્નલ અર્થર વેલેસ્લિ (ડ્યુક ઓફ વેલિંગ્ટન ) જનરલ સ્ટુઅર્ટ, અને હેરિસ સેનાપતી.) |

| વરસ | નામ | જાણવા લાયક બીના |
|---|---|---|
| | | ૧૭૯૯ સીદાશીર ( સીડસૂર ) ની લડાઈ. એમાં જનરલ સ્ટુઅર્ટે ટીપુનો પરાજય કર્યો. |
| | | ૧૭૯૯ માલ્લૂવેલિની લડાઈ. એમાં જનરલ હેરિસે ટીપુને હરાવ્યો. |
| | | ૧૭૯૯ જનરલ હેરિસે શ્રીરંગપટણ હલ્લાં કરીને લીધું. |
| | | ૧૭૯૯ મ્હૈસુરના રાજ્યની વેહેચણ થઈ. |
| | | ૧૮૦૧ કર્ણાટક અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું. |
| | | **૧૮૦૨ મરેઠા સાથે બીજી લડાઈ ચાલી.** |
| | | ૧૮૦૩ એસેની લડાઈ થઈ. તેમાં જનરલ અર્થર વેલેસ્લિએ મરેઠા (દોલતરાવ સિંધીઆ અને રાઘોજી ભોંસલા). નો પરાજ્ય કર્યો. |
| | | ૧૮૦૩ આલિગઢ ( આગ્રા ) ની લડાઈ થઈ. તેમાં જનરલ લેકે મરેઠી ફોજનો પરાજય કર્યો. |
| | | ૧૮૦૩ દીલ્હી આગળ લડાઈ થઈ. તેમાં જનરલ લેકે મરેઠી ફોજને હરાવી ( સિંધીઆ ). |
| | | ૧૮૦૩ લાસ્વારીની લડાઈ થઈ. તેમાં જનરલ લેકે મરેઠાનો પરાજય કર્યો. ( સિંધીઆ ) |

| વરસ | નામ | જાણવા લાયક બીના. | |
|---|---|---|---|
| | | ૧૮૦૩ | આરગામની લડાઈ થઈ. એમાં જનરલ વેલેસ્લિએ સિંધીઆ તથા ભોંસલાને હરાવ્યા. |
| | | ૧૮૦૩ | ગાવિલગઢ હલ્લાં કરી લીધું (જનરલ વેલેસ્લિ) |
| | | ૧૮૦૪ | અંગ્રેજના લશ્કરને મુકંદ્રાની નાળમાં વિપત્તિ પડી. |
| | | | કર્નલ ઓક્ટર્લનિ અને બર્ન્સે દીલ્હીનું સંરક્ષણ કર્યું. |
| | | ૧૮૦૪ | ફરૂકાબાદની લડાઈ થઈ. એમાં જનરલ લેકે હોલકરને હરાવ્યો. |
| | | ૧૮૦૪ | દીગની લડાઈ થઈ. એમાં જનરલ ફ્રેસરે જસવંતરાવ હોલકરને હરાવ્યો. |
| | | | કર્નલ વોલેસે ચંદોર અને જુલના જીતી લીધાં. |
| ૧૮૦૫ | માર્કિવસ કોર્નવાલિ. (બીજીવખત) બે મહીનામાં મરણ પામ્યો................. | ૧૮૦૫ | કર્નલ મરેએ ઉજ્જન તથા ઇંદોર સર કર્યાં. |
| ૧૮૦૫ | સર જ્યોર્જ બાર્લો......... | ૧૮૦૫ | હોલકર તથા સિંધીઆ સાથે સલાહ કરી. |
| | | ૧૮૦૬ | વેલોરમાં બંડ થયું. |
| | | | સિકંદ્રાબાદમાં બંડ થયું. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| ૧૮૦૭ | લૉર્ડ મિન્ટો. ............ | ૧૮૦૭ મદ્રાસમાં બંડ થયું. |
| | | જાવા, બુર્બોન, અને આઇલ ઓફ ફ્રાન્સ જીતી લીધાં. |
| ૧૮૧૩ | મોરઆનો અર્લ (મર્કિસ ઓફ હેસ્ટિંગ્સ). ............ | ૧૮૧૩ **નેપાલ સાથે લડાઈ થઈ.** ( જનરલ ઓક્ટર્લોનિ સેનાપતી ) |
| | | ૧૮૧૬ મકવાનપુર અને હરીહરપુરની લડાઈ થઈ. એમાં સર દેવિડ ઓક્ટર્લોને ગુર્ખા (નેપાલી લોક) ને હરાવ્યા. |
| | | ૧૮૧૬ પિંઢાર સામે લડાઈ કરી. તેમને સર થોમસ હિસ્લોપે વિખેરી નાંખ્યાં |
| | | ૧૮૧૬ **મરેઠા સાથે ત્રીજી લડાઈ.** |
| | | ૧૮૧૭ ખરકીની લડાઈ. એમાં અંગ્રેજે ( માન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન સાહેબ રેસિડેન્ટ હતા ). બાજીરાવ પેશ્વાને હરાવ્યો. |
| | | ૧૮૧૭ સીતાબલ્દીની લડાઈ. તેમાં કપતાન ફિત્ઝ્રલ્ડે મરેઠાના લશ્કરને હરાવ્યું. |
| | | ૧૮૧૭ નાગપુરની લડાઈ. એમાં જનરલ દોવિટને મરેઠાને હરાવ્યા. |
| | | ૧૮૧૭ જબલપુરની લડાઈ. જનરલ હાર્ડિમને મરેઠાને હરાવ્યા. |
| | | ૧૮૧૭ મહિદપુરની લડાઈ. એમાં સર થામસ હિસ્લોપે મરેઠાને ( મલ્હારરાવ હોલ્કર ) હરાવ્યા |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| | | ૧૮૧૮ કોરેગામની લડાઈ. કપતાન સ્ટૉન્ટને મરેઠા ( પેશ્વા ) નો પરાજય કર્યો. |
| | | ૧૮૧૯ આશીરગઢ હસ્ત થયું. |
| ૧૮૨૩ | લૉર્ડ આમ્હર્સ્ટ. .......... | ૧૮૨૩ **બ્રહ્મીલોક સાથે પેહેલી લડાઈ.** ( સર આર્સિબાલ્ડ કેમ્પબેલ સેનાધિપતિ ). |
| | | ૧૮૨૪ સર આર્સિબાલ્ડ કેમ્પબેલે રંગૂન લીધું. |
| | | " સર આર્સિબાલ્ડ કેમ્પબેલે કેમેડાઈન લીધું. |
| | | " જનરલ કૉટને ડોનાબ્યુ જીતી લીધું. |
| | | ૧૮૨૫ જનરલ કૉટને પ્રોમ જીતી લીધું. |
| | | " કર્નલ ગોડ્વિને માર્ટાબન જીતી લીધું. |
| | | " કર્નલ માર્ઠલે ટેનાસરિમ પ્રાંત સર કર્યો. |
| | | ૧૮૨૫ પાગામની લડાઈ થઈ. એમાં આર્સિબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મી લોકનો કેવળ પરાજય કર્યો. |
| | | ૧૮૨૬ લૉર્ડ કોમ્બર્મિઅરે ભરતપુરનો કિલ્લો તોડી નાંખ્યો. |

| વરસ | નામ | | જાણવા લાયક બીના. |
|---|---|---|---|
| ૧૮૨૮ | લોર્ડ વિલ્યમ બેન્ટિક......... | ૧૮૩૩ | કુર્ગનુ રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું. |
| | | ૧૮૩૩ | કમ્પનીને નવો પટો કરી આપ્યો, અને ચિન સાથે વેપાર કરવાની બધાંને છુટ મળી. |
| | | ૧૮૨૯ | સતી થવાના સંપ્રદાયનો અટકાવ થયો. |
| ૧૮૩૫ | સર. સી. ટી. મેટ્રકાફ (આકિટંગ) | ૧૮૩૮ | **અફગાન લોક સાથે પેહેલી લડાઈ થઈ.** (સર જાન કીન સેનાધિપતી ). |
| ૧૭૩૬ | લોર્ડ આક્લાંડ.... ........ | | |
| | | ૧૮૩૮ | અંગ્રેજે કરાંચી જીતી લીધું. |
| | | ૧૮૩૯ | ” ગિઝની જીતી લીધું. |
| | | | ” કાબુલ જીતી લીધું. |
| | | ૧૮૪૦ | પર્વાનની લડાઈ. તેમાં સર રોબર્ટ સેલે દોસ્તમોહમદનો પરાજય કર્યો. |
| | | ૧૮૪૦ | કાબુલમાં લોકે દંગો કર્યો ; અને સર અલેક્ઝાન્ડર બર્ન્સ તથા સર વિલ્યમ મેક્નાટનને મારી નાંખ્યા. |
| | લોર્ડ એલેન્બરો. .......... | ૧૮૪૨ | ટેઝીન ઘાટમાં લડાઈ. જનરલ પોલોકે અફગાનને હરાવ્યા. |
| | | ૧૮૪૨ | કંદાહારની (નાની તથા મૈદાન આગળ લડાઈ થઈતે) તેમાં જનરલ નોટે અફગાનનો પરાજય કર્યો. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| | | ૧૮૪૨ **સિંધમાં લડાઇ થઇ.** મેજર ( ઑટ્રામ ત્યાં રેસિડેન્ટ ). મિયાનીની લડાઈ. અંગ્રેજ ( સર ચાર્લસ નેપીઅર ) અને સિંધના અમીરો વચ્ચે. અમીરોનો પરાજય થયો. |
| | | ૧૮૪૩ હૈદ્રાબાદની લડાઈ. અંગ્રેજ ( સર ચાર્લસ નેપીઅર ) અને સિંધના અમિરો વચ્ચે, અમીરો હારયા. |
| | | ૧૮૪૩ **ગ્વાલિઅરમાં લડાઇ ચાલી.** |
| | | ૧૮૪૩ મહારાજપુરની લડાઈ થઈ. તેમાં સર. હ્યુ. ગોફે મરેઠાના લશ્કરને હરાવ્યું. |
| | | ૧૮૪૩ પનિઆરની લડાઈ. જનરલ ગ્રેએ મરેઠાનો પરાજય કર્યો. |
| ૧૮૪૪ | શર. હેન્રિ. હાર્ડિંજ ( લોર્ડ વાઇ-કૌન્ટ ). . . . . . . . . . . . . . | ૧૮૪૪ **પંજાબસાથે પેહેલી લડાઇ થઇ.** |
| | | ૧૮૪૫ મુદકીની લડાઈ. અંગ્રેજ (સર. હ્યુ. ગોફ) અને શીખ વચ્ચે. શીખ લોક હારયા. ફીરોજશેહેરની લડાઈ. શીખનો પરાભવ થયો. |
| | | ૧૮૪૬ અલિવાલની લડાઈ. અંગ્રેજ ( સર. હેરિ સ્મિથ) અને શીખ લોક વચ્ચે. શીખ હારયા. |

| વરસ | નામ | જાનવા લાયક બીના. |
| --- | --- | --- |
| | | ૧૮૪૬ સોબ્રોનની લડાઈ. અંગ્રેજ (સર હેરિ સ્મિથ) તથા શીખ લોક વચ્ચે. શીખનો પરાજય થયો. |
| ૧૮૪૮ | લોર્ડ દલહુઝી. (માસ)…. | ૧૮૪૮ **પંજાબ સાથે બીજી લડાઈ.** |
| | | કમીશનર વાન્સ ઍગ્ન્યુ અને અંડરશનને મારી નાંખ્યા. |
| | | ૧૮૪૯ સદુસેનની લડાઈ. એમાં કર્નલ કોર્ટલન્ડ અને લેફ્ટેન્ટ એડવર્ડસે લાલ મુળરાજને હરાવ્યો. |
| | | ૧૮૪૯ રામનગરની લડાઈ. એમાં અંગ્રેજને જય મળ્યો નહીં. |
| | | ૧૮૪૯ ચિલિઅનવાલાની લડાઈ. એમાં લોર્ડ હ્યુ ગૉફે શીખનો પરાજય કર્યો. જનરલ વિશે મુલતાન હલ્લાં કરી લઈ લીધું. |
| | | ૧૮૪૯ ગુજરાતની લડાઈ. એમાં લોર્ડ. હ્યુ. ગૉફ અને જનરલ વિશે શીખ લોકને હરાવ્યા. |
| | | ૧૮૫૧ **બ્રહ્મીલોક સાથે બીજી લડાઈ.** |
| | | ૧૮૫૨ જનરલ ગોડ્વિને બેસીન, પેગૂ, પ્રોમ, માર્ટાબન અને રંગૂન જીતી લીધાં. |
| | | ૧૮૫૩ નિઝામનાં ચાર પ્રગણા } અંગ્રેજી રાજ્ય સાથે ભેળી દીધાં. |
| | | ૧૮૫૪ નાગપુરનું રાજ્ય } અંગ્રેજી રાજ્ય સાથે ભેળી દીધાં. |

| વરસ | નામ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| | | ૧૮૫૬ અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું. જનરલ સર. જી. એન્સન સેનાધિપતી. |
| | | ૧૮૫૬ • કમ્પનીનો પટો ફેરવી આપ્યો. રેલવે તથા તાર થયાં. |
| ૧૮૫૬ | વાઈ કૌન્ટ કેનિંગ. . . . . . . . | ૧૮૫૬ ઈરાન ઊપર ચઢાઈ કરી. |
| | | ૧૮૫૬ ચિન સાથે વિગ્રહ ચાલ્યો. |
| | | ૧૮૫૭ **હિંદુસ્તાનમાં બળવો સળગ્યો.** |
| | | દુમદુમ, બરાકપુર, મીરત અને દીલ્હીમાં બંડ ઊઠ્યાં. |
| | | જનરલ એન્સન અને બર્નાડ કોગળીઆથી મરણ પામ્યા. |
| | | જનરલ વિલ્સને દીલ્હી જીતી લીધું. |
| | | નાના સાહેબે કાનપુરમાં અંગ્રેજનાં બૈરાં છોકરાંને કતલ કર્યાં. |
| | | ફતેપુરની લડાઈ–જનરલ હેવલૉકે બલવાખોરોને હરાવ્યા. |
| | | લખનોરનો ઘેરો–સર હેન્રિ લૉરેન્સ પડ્યો, અને સર હેન્રિ હેવલૉક તથા સર જેમ્સ ઔટ્રામ ત્યાં વારે ગયા. |
| | | લખનોર મુક્ત કર્યું. } સર કોલીન કેમ્પબેલ |
| | | તાતીઆ ટોપીને ફાંસી દીધી. } સેનાધિપતી. |

## રાજ્યનો ફેરફાર ( સન ૧૮૫૮ માં ) થયા પછી થએલા ગવર્નરજનરલ તથા વૈસરાય. અને સેનાધિપતી.

| વરસ | નામ | જાણવા લાયક બીના. | | |
|---|---|---|---|---|
| ૧૮૫૮ | વાઈ કૌન્ટ કેનિંગ .......... | ૧૮૫૮ | ઈસ્ટ ઈન્ડિઆ કમ્પનીની રાજ્ય સત્તા ગઈ,ને હિંદનું રાજ્ય ઇંગ્લાંડનાં ગાદીપતીને સ્વાધીન થયું. | સર હ્યુ રોઝ સેનાધિપતિ હતો. |
| ૧૮૬૨ | અર્લ એલજીન .......... | | | |
| ૧૮૬૩ | સર જાન લૉરેન્સ .......... | ૧૮૬૭ | એબિસિનિઆ સાથે લડાઈ થઈ | સર વિલ્યમ માન્સ્ફીલ્ડ સેનાધિપતિ. |
| | | ૧૮૬૮ | થીઓદર બાદશાહનો પરાજય થયો તા૦ ૧૨ • મગદલા હલ્લાં કરીને લઈ લીધું તા૦ ૧૪ અપ્રીલ. | જનરલ રૉબર્ટ નેપીઅર સેનાધિપતી. |
| ૧૮૬૯ | અર્લ મેયો .......... | ૧૮૭૦ | ઈંગ્લાંડ અને હિંદ વચ્ચે દરીયામાં તાર નંખાયો. લૉર્ડ નેપીઅર હિંદુસ્તાનનો સેનાધિપતી થઈને આવ્યો. | |
| | | ૧૮૭૨ | લૉર્ડ મેયોનું ખુન થયું. | |

| વરસ | નામ | જાણવા લાયક ખીના. |
|---|---|---|
| ૧૮૭૨ | લૉર્ડ નૉર્થ બ્રુક ...... ..... | ૧૮૭૫ મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કર્યા. |
| | | ૧૮૭૫ પ્રિન્સ ઑફ વેલ્સ હિંદમાં પધાર્યા. |
| ૧૮૭૫ | લૉર્ડ લીટન .............. | ૧૮૭૬ મહારાણી વિક્ટોરિઆએ "કૈસરે હિંદ" પદ ધારણ કર્યું. |
| | | ૧૮૭૮ દીલ્હીમાં બાદશાહી દરબાર ભરાયું. |
| | | ૧૮૭૮–૭૯ અફગાનિસ્તાન સાથે ( બીજી ) લડાઈ ચાલી. |
| ૧૮૮૦ | લૉર્ડ રિપન સાહેબ .......... | ૧૮૮૦ તા૦ ૩૧મી મે ને રોજ આવ્યા. |

## હિંદુસ્તાનમાં અંગ્રેજનો ઊદય થતા પહેલાં ( સન ૧૭૫૦ સુધી ) થએલી લડાઈઓ.

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે. | પરિણામ. |
|---|---|---|---|
| ઈ. સ. પૂર્વે ૫૦૦૦ | કુરૂક્ષેત્ર ( પાણીપત ) ની પેહેલી લડાઈ. | કૌરવ પાંડવ વચ્ચે. | પાંડવનો જય થયો. |
| ૩૨૭ | જેલમની લડાઈ. | સિકંદર તથા પૌરવ ( પોરસ ) રાજા વચ્ચે. | પૌરવ (પોરસ) નો પરાજય થયો. |
| સન.૧૦૨૪ | સોમનાથની લડાઈ. | મહમુદ ગિજનવી અને ગુજરાતના રાજા ભીમદેવ વચ્ચે. | ભીમદેવનો પરાજય થયો. |
| ૧૧૯૧ | પાણીપતની લડાઈ. ( બીજી. ) | મહમદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે. | મહમદ ઘોરીની હાર થઈ. |
| ૧૧૯૩ | થાણેશ્વરની લડાઈ. | મહમદ ઘોરી તથા પૃથુરાજ વચ્ચે. | પૃથુરાજનો પરાજય થયો. |
| ૧૨૯૩ | એલિચપુરની લડાઈ. | અલાઊદ્દીન ખીલજી અને રાજા રામદેવ વચ્ચે. | રાજા રામદેવનો પરાજય થયો. |
| ૧૫૨૬ | પાણીપતની લડાઈ. ( ત્રીજી ) | બાબર અને ઈબ્રાહીમ લોદીવચ્ચે. | બાબરનો જય થયો.ઈબ્રાહીમ પડ્યો. |
| ૧૫૨૭ | સિક્રિની લડાઈ. | બાબર તથા મેવાડના રાણા સંગ વચ્ચે. | સંગ હારી ગયો. |
| ૧૫૪૦ | કનોજની લડાઈ. | હુમાયુ અને શિરશાહ વચ્ચે. | હુમાયુનો પરાભવ થયો. |
| ૧૫૫૬ | પાણીપતની લડાઈ ( ચોથી ). | હેમુ તથા બહેરામખાં વચ્ચે. | હેમુનો પરાજય થયો. |
| ૧૬૫૭ | કાશીની લડાઈ. | દારા અને સુજા વચ્ચે. | દારાનો જય થયો. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે. | પરિણામ. |
|---|---|---|---|
| ૧૬૫૭ | આગ્રાની લડાઈ. | દારા અને ઔરંગઝેબ તથા મુરાદ વચ્ચે. | દારા હાર્યો. |
| ૧૬૫૭ | ઊજ્જણની લડાઈ. | એક તરફ મુરાદ અને ઔરંગઝેબ બીજી તરફ જસવંતસિંઘ. | જસવંતસિંઘની હાર થઈ. |
| ૧૬૫૯ | કજવાની લડાઈ. | ઔરંગઝેબ અને સુજા વચ્ચે. | સુજાનો પરાજય થયો. |
| ૧૭૧૩ | આગ્રાની લડાઈ. | જહાંદારશાહ તથા ફરૂકશીયર વચ્ચે. | જહાંદારશાહનો પરાજય થયો. |
| ૧૭૨૦ | શાહપુરની લડાઈ. | સૈયદ અબદલ્લા અને નિઝામ વચ્ચે. | નિઝામનો જય થયો. |
| ૧૭૨૪ | શક્કરની લડાઈ. | નિઝામ ઊલ મુલ્ક અને મુબારકખાં વચ્ચે. | મુબારકખાં હાર્યો. |
| ૧૭૩૪ | ડભોઈની લડાઈ. | બાજીરાવ પેશ્વા તથા ત્રિંબકરાવ ડાભાડેની વચ્ચે. | ડાભાડે હાર્યો અને મરાયો. |
| ૧૭૩૮ | કનાલની લડાઈ. | નાદિરશાહ અને મોગલ ફોજ વચ્ચે. | મોગલ ફોજ હારી ગઈ. |
| ૧૭૪૧ | અંબૂરની લડાઈ. | નવાબ દોસ્ત અલ્લી અને મરેઠા વચ્ચે. | નવાબ હાર્યો અને પડ્યો. |
| ૧૭૪૬ | મદ્રાસની લડાઈ. | ફ્રેન્ચ અને કર્ણાટકના નવાબ વચ્ચે. | નવાબ હાર્યો. |
| ૧૭૪૮ | શરહિંદની લડાઈ. | મોગલ અને અહમદશાહ વચ્ચે. | મોગલનો જય થયો. |
| ૧૭૫૦ | ત્રિચિનાપોલ્લીની લડાઈ. | મિરજાફાજંગ અને નાઝિરજંગ વચ્ચે. | નાઝિરજંગનો પરાજય થયો. |
| ૧૭૫૦ | અંબૂરની બીજી લડાઈ. | એકતરફ મિરજાફાજંગ, ચંદાસાહેબ અને ફ્રેન્ચ સરદાર બુસ્સી, અને બીજી તરફ અનવરૂદ્દીન. | અનવરૂદ્દીન માર્યોગયો. |

## હિંદુસ્તાનમાં અંગ્રેજનો ઉદય થતા પહેલાં જાણવા લાયક બનેલી મુખ્ય બીનાઓની સાલવાર સામાન્ય ટીપ.

ઈ. સ. પુર્વે ૫૦૦૦ થી ઈ. સ. ૧૭૫૦ સુધી.

| | વરસ | જાણવા લાયક બીના. |
|---|---|---|
| ઈ. સ. પુર્વે. | ૫૦૦૦ | પાંડવ કૌરવની લડાઈ. ( પાણીપતની પેહેલી લડાઈ ). |
| | ૯૦૦ | મનુએ મનુસ્મૃત્તિ ( હિંદુશાસ્ત્ર )નું પુસ્તક રચ્યું. |
| | ૫૧૨ | ઈરાનનો દારા રાજા હિંદ પર ચઢાઈ કરીને આવ્યો. |
| | ૩૨૮ | મહાન સિકંદર બાદશાહ હિંદ ઉપર ચઢાઈ કરીને આવ્યો. |
| ઈ. સન. | ૫૬૯ | મુસલમાનનો પેગંબર મહમદ જન્મ્યો. |
| | ૬૨૨ | મહમદ મક્કેથી મદીને નાસી ગયો, ને મુસલમનનો શક “ હીઝરી ” ગણાવા લાગ્યો. |
| | ૬૩૨ | મહમદ મરણ પામ્યો. |
| | ૬૩૨ | મહમદના પંથીઓએ ઈરાન જીતી આરબ રાજ્ય સાથે જોડી દીધું. |
| | ૬૬૪ | આરબ ફોજે કાબુલમાં પ્રવેશ કર્યો. |
| | ૭૧૨ | મહમદ કાસિમે સિંધ જીતી લીધું, |
| | ૯૬૨ | અલપ્તગીને ગિઝનીમાં રાજ્ય સ્થાપ્યું. ( ગિઝનીવંશની સ્થાપના થઈ ) |
| | ૯૭૭ | અલપ્તગીન મરણ પામ્યો ; સબક્તગીન ગાદીએ બેઠો. |
| | ૯૯૬ | સબક્તગીન મરણ પામ્યો. |
| | ૯૯૭ | મહમુદગિઝનવી ગાદીએ બેઠો. |
| | ૧૦૦૧ | મહમુદ ગિઝનવીએ હિંદુસ્તાન ઉપર પેહેલી સ્વારી કરી. |
| | ૧૦૦૪ | ” ” ” ” બીજી સ્વારી કરી. |
| | ૧૦૦૫ | ” ” ” ” ત્રીજી સ્વારી કરી. |
| | ૧૦૦૮ | ” ” ” ” ચોથી સ્વારી કરી. |
| | ૧૦૧૦ | ” ” ” ” પાંચમી સ્વારી કરી. |
| | ૧૦૧૧ | ” ” ” ” છઠી સ્વારી કરી. |
| | ૧૦૧૪ | ” ” ” ” સાતમી સ્વારી કરી. |

૧૦૧૫ " " " " આઠમી સ્વારી કરી.
૧૦૧૭ " " " " નવમી સ્વારી કરી.
૧૦૨૨ " " " " દશમી સ્વારી કરી.
૧૦૨૩ " " " અગીયારમી સ્વારી કરી.
૧૦૨૪ " " છેલ્લી એટલે બારમી સ્વારી કરી.

૧૦૩૦ મહમુદ ગિઝનવી મરણ પામ્યો.

૧૧૭૬ ગિઝનવી વંશની સમાપ્તી થઈ.

૧૧૯૧ પાણીપતની બીજી લડાઈ થઈ.

૧૧૯૩ થાણેસ્વરની લડાઈ થઈ.

૧૧૯૪ મહમદ ઘોરીએ દીલ્હી તથા અજમેર જીતી લીધાં.

૧૨૦૬ મહમદ ઘોરીને મારી નાંખ્યો.
હિંદુસ્તાનમાં મુસલમાની રાજની ગાદી સ્થપાઈ.
કુતબુદ્દીન હિંદુસ્તાનનો સુલતાન થયો.

૧૨૧૦ કુતબુદ્દીન મરણ પામ્યો. આરામ ગાદીએ બેઠો.

૧૨૧૧ અલતમસ, આરામને ગાદીએથી ઊઠાડી મુકીને, ગાદીએ બેઠો.

૧૨૧૭ મોગલનો સરદાર જંગિસખાં હિંદુસ્તાનમાં ચઢી આવી ભારે અનર્થ કરી ગયો.

૧૨૩૬ અલતમસ મરણ પામ્યો; રૂકનુદ્દીન ગાદીએ બેઠો.

૧૨૩૬ રજીઆ બેગમ રૂકનુદ્દીનને ગાદીએથી ઊઠાડી મુકી ગાદીએ બેઠી.

૧૨૩૯ બેરામ ગાદીએ બેઠો.

૧૨૪૧ મસુદ બાદશાહ થયો. ( ગાદીએ બેઠો )

૧૨૪૪ નાસિરૂદ્દીન ગાદીએ બેઠો. [ બાદશાહ થયો.
૧૨૬૬ નાસિરૂદ્દીન મરણ પામ્યો, અને ગ્યાસુદીન બુલબન

૧૨૭૯ બંગાળામાં ત્યાના સુબાએ બંડ કર્યું.

૧૨૮૬ ગ્યાસુદીન બુલબન મરણ પામ્યો; કૈકુબાદ ગાદીએ બેઠો.

૧૨૮૮ કૈકુબાદને મારી નંખાવ્યો;(ગુલામ વંશની સમાપ્તી થઈ)

૧૨૮૮ જલાલુદ્દીન ખિલજી ગાદીએ બેઠો ( ખિલજી વંશ સ્થપાયો )

૧૨૯૨–૯૩ મુસલમાની ફોજે દક્ષિણમાં પેહેલી વખ્તે પ્રવેશ કરયો.

૧૨૯૩ એલિચપુરની લડાઈ થઈ.

૧૨૯૫ જલાલુદ્દીનને મારી નાંખી અલાઉદ્દીન બાદશાહ થયો.

૧૨૯૭ મુસલમાનોએ ગુજરાત જીતી લઈ ગુજરાતમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું; રજપુત (વાઘેલા) વંશની સમાપ્તી થઈ.

૧૨૯૮ મોગલનો સરદાર કતલઘખાં હિંદ ઉપર ચઢી આવ્યો.

૧૩૦૦ અલાઉદ્દીને રણસ્થંભોરનો કિલ્લો જીતી લીધો.

૧૩૦૩ અલાઉદ્દીને ચિત્તોડનો કિલ્લો જીતી લીધો.

૧૩૦૬ મલિક કાફુરે દક્ષિણમાં દેવગીરીના રાજા ઉપર ચઢાઈ [કરી.

૧૩૦૯ મલિક કાફુરે બીજી વાર દક્ષિણમાં ચઢાઈ કરી.

૧૩૧૦ મલિક કાફુરે ત્રીજી વાર દક્ષિણમાં ચઢાઈ કરી.

૧૩૧૨ મલિક કાફુરે ચોથી વાર દક્ષિણમાં ચઢાઈ કરી.

૧૩૧૬ અલાઉદ્દીન મરણ પામ્યો; ઉમર ગાદીએ બેઠો.

૧૩૧૭ કાફુરનું ખુન થયું.

૧૩૧૭ મુબારક ઉમરની આંખો ફોડી ગાદીએ બેઠો.

૧૩૨૧ મુબારકને મારી ખુશરૂખાં ગાદીએ બેઠો. ખિલજી વંશની સમાપ્તી થઈ.

૧૩૨૧ પંજાબના સુબા ગાજીબેગ તઘલખે ખુશરૂને હરાવી રાજ્ય લઈ લીધું, તઘલખ વંશની સ્થાપના થઈ.

૧૩૨૧ ગ્યાસુદ્દીન તઘલખ ગાદીએ બેઠો.

૧૩૨૫ ગ્યાસુદ્દીન તઘલખ મરણ પામ્યો; મહમદ તઘલખ ગાદીએ બેઠો.

૧૩૫૧ મહમદ તઘલખ મરણપામ્યો ; ફિરોઝશાહ ગાદીએ બેઠો.

૧૩૮૮ ફિરોઝશાહ મરણપામ્યો ; ગ્યાસુદ્દીનબીજો ગાદીએ બેઠો.

૧૩૮૯ ગ્યાસુદ્દી બીજો માર્યો ગયો ને અબુબકર ગાદીએ બેઠો.

૧૩૮૯ અબુંબકરને મારી નાંખી નાસિરૂદ્દીન ગાદીએ બેઠો.

૧૩૯૨ નાસિરૂદ્દીન મરણ પામ્યો, અને સિકંદર ગાદીએ બેઠો.

૧૩૯૨ સિકંદર મરણ પામ્યો અને મહમુદ બાદશાહ થયો.

૧૩૯૮ તૈમૂરલંગ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો.

૧૪૧૨ મહમૂદ મરણ પામ્યો, (તઘલખ વંશની સમાપ્તી થઈ.)

૧૪૧૨ દોલતખાં લોદીએ રાજ્યનો અમલ ચલાવવા માંડ્યો.

૧૪૧૪ સૈયદ ખીજરખાંએ દોલતખાં પાસેથી દીલ્હી જીતી લીધું. (સૈયદ વંશ શરૂથયો.)

૧૪૧૪ સૈયદ ખીજરખાંએ અમલ ચલાવવા માંડ્યો.

૧૪૨૧ સૈયદ ખીજરખાં મરણ પામ્યો, અને સૈયદ મુબારકે અમલ ચલાવવા માંડ્યો.

૧૪૩૫ સૈયદ મુબારક મરણપામ્યો, અને સૈયદ મહમૂદે અમલ કરવા માંડ્યો.

૧૪૪૪ સૈયદ મહમૂદ મરણ પામ્યો અને સૈયદ આલમે અમલ ચલાવ્યો.

૧૪૪૬ બહીલોલ લોદીએ આલમ પાસેથી દીલ્હી છીનવી લઈ સૈયદ વંશની સમાપ્તી કરી.

૧૪૪૬ બહીલોલ લોદી ગાદીએ બેઠો. (લોદી વંશ સ્થપાયો.)

૧૪૮૨ બાબર જન્મ્યો.

૧૪૮૭ બાર્થોલોમો ડાયસે કેપ ઑફ ગુડ હોપનો પરભારો જળમાર્ગ શોધી કાઢ્યો.

૧૪૮૮ બહીલોલ લોદી મરણ પામ્યો. સિકંદર લોદી ગાદીએ બેઠો.

૧૪૯૨ કોલમ્બસે અમેરિકા શોધી કાઢ્યો.

૧૪૯૭ વાસ્કોડીગામા કેપ ઑફ ગુડ હોપને રસ્તે હિંદુસ્તાનમાં આવ્યો.

૧૫૦૦ કાબ્રલે બ્રેઝિલ શોધી કાઢ્યું. અને ત્યાંથી હિંદુસ્તાનમાં આવી કાલિકટમાં વેપાર કરવા કોઠી ઘાલી.

૧૫૧૦ વાસ્કોડીગામા બીજી વાર હિંદુસ્તાનમાં આવ્યો.

૧૫૧૦ આલ્ફોન્સો આલ્બુકર્ક હિંદમાંના પુર્તુગીઝના રાજ્યનો અધિપતી થઈ આવ્યો.

૧૫૧૦ આલ્ફોન્સો અલ્બુકર્ક, ગોવા જીતી લીધું.

૧૫૧૧ " " મલાક્કા બેટ જીતી લીધો.

૧૫૧૩ " " ઓર્મઝ બેટ જીતી લીધો.

૧૫૧૫ આલ્ફોન્સો આલ્બુકર્ક મરણ પામ્યો.

૧૫૧૭ સિકંદર લોદી મરણ પામ્યો. અને ઈબ્રાહિમ લોદી ગાદીએ બેઠો.

૧૫૨૪ બાબર હિંદુસ્તાનમાં આવ્યો.

૧૫૨૬ પાણીપતની ત્રીજી લડાઈ થઈ–ઈબ્રાહિમ લોદી પડ્યો; લોદીવંશનો નાશ થયો.

૧૫૨૬ બાબર ગાદીએ બેઠો ( મોગલ વંશ સ્થપાયો. )

૧૫૨૭ સિક્રિની લડાઈ થઈ.

૧૫૨૮ બાબરે ચંદેરીને ઘેરો ઘાલ્યો.

૧૫૩૦ બાબર મરણ પામ્યો. હુમાયુ ગાદીએ બેઠો.

૧૫૩૪ હુમાયુએ ગુજરાત જીતી લીધું.

૧૫૩૫ હુમાયુએ ચાંપાનેરનો કિલ્લો સર કર્યો.

૧૫૩૯ શિરશાહે કાશી અને પટણા વચ્ચે હુમાયુને ઘેરી લીધો.

૧૫૪૦ કનોજની લડાઈ થઈ; શિરશાહ ગાદીએ બેઠો.

૧૫૪૩ અકબરનો જન્મ થયો. ( અમરકોટ પાસે ) [મેળવી.

૧૫૪૪ હુમાયુએ ઈરાન જઈ ત્યાંના બાદશાહ તમસ્પની મદદ

૧૫૪૫ શિરશાહ કલિંજરને ઘેરો ઘાલતાં મરાયો.

૧૫૪૭ હુમાયુએ કામરાન કનેથી કાબુલ તથા કંદહાર પાછાં જીતી લીધાં.

૧૫૫૫ હુમાયુએ ગાદી પાછી મેળવી.

૧૫૫૬ હુમાયુ મરણ પામ્યો. અકબર ગાદીએ બેઠો.

૧૫૫૬ પાણીપતની ચોથી લડાઈ થઈ.

૧૫૬૦ અકબરે રાજ્યની સત્તા પોતાના હાથમાં લીધી.

૧૫૬૧ બેહેરામે અકબર સામે બંડ કર્યું.

૧૫૬૮ અકબરે ચિત્તોડનો કિલ્લો જીતી લીધો.

૧૫૭૩ અકબરે ગુજરાત વશ કર્યું.

૧૫૮૬ " " " કાશ્મિર જીતી લીધું.

૧૫૯૨ " " " સિંધ જીતી લીધું.

૧૫૯૪ " " " કંદહારપાછું મેળવ્યું

૧૫૯૫ દક્ષિણમાં અહમદનગર જીતવા લશ્કર મોકલ્યું.

૧૫૯૯ અહમદનગરની રાણી ચાંદબીબી મરણ પામી.

૧૬૦૦ અકબરે અહમદનગર જીતી લીધું.

૧૬૦૦ પૂર્વ હિંદુસ્તાનમાં વેપાર કરવાને ઈંગ્લાંડમાં ઈસ્ટઈન્ડિઆ કમ્પની ઊભી થઈ.

૧૬૦૧ અકબરે ખાનદેશ જીતી લીધું.

૧૬૦૫ અકબર મરણ પામ્યો. સલિમ (જહાંગીર) ગાદીએ બેઠો.

૧૬૦૬ જહાંગીરની સામે એના વડા શહાજાદા ખુશરૂએ બંડ કર્યું.

૧૬૦૭ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પનીનો એલચી કપતાન વિલ્યમ હૉકીન્સ જહાંગીરના દરબારમાં આવ્યો.

૧૬૧૧ જહાંગીરે નુરજહાં સાથે લગ્ન કર્યું.

૧૬૧૨ અંગ્રેજે સુરતમાં વેપાર કરવા પેહેલ વેહેલાં કોઠી ઘાલી.

૧૬૧૫ ઈંગ્લાંડના દરબારમાંથી સર ટોમસ રો જહાંગીરના દરબારમાં વકીલ થઈને આવ્યો.

૧૬૨૧ એમ્બોયનામાં વલંદાએ અંગ્રેજનો ટાઢા લોહીમાં વધ કર્યો.

૧૬૨૪ શાહજહાંએ જહાંગીર સામે બંડ કર્યું.

૧૬૨૬ મોહોબતખાંએ જહાંગીરને કેદ પકડ્યો.

૧૬૨૭ જહાંગીર મરણ પામ્યો; શાહજહાં ગાદીએ બેઠો.

૧૬૨૭ શિવાજીનો સિવનરીના કિલ્લામાં જન્મ થયો.

૧૬૩૫ પેહેલા ચાર્લસ રાજાએ પૈસા લઈ વિલ્યમ કોર્ટિઅરને કમ્પનીનાં થાણાં ના હોય ત્યાં વેપાર કરવા છુટ આપી.

૧૬૩૭ શાહજહાંએ અહમદનગર ખાલસા કર્યું.

૧૬૩૯ અંગ્રેજે ફૉર્ટ સૅન્ટ જ્યોર્જનો કિલ્લો બાંધ્યો.

૧૬૫૭ શાહજહાં માંદો પડ્યો. અને ગાદી બાબત તેના છોકરામાં લડાઈ ચાલી.

૧૬૫૭ દારાના છોકરાએ સુજાને હરાવ્યો ( કાશીની લડાઈ ).

૧૬૫૭ ઔરંગજેબ અને મુરાદે જસવંતસિંઘને હરાવ્યો ( ઊજ્જની લડાઈ ).

ઔરંગજેબે દારાને હરાવ્યો. ( આગ્રાની લડાઈ )

૧૬૫૮ ઔરંગજેબે શાહજહાંને કેદ કર્યો, અને પોતે બાદશાહ પદ ધારણ કર્યું.

૧૬૫૯ ઔરંગજેબે સુજાને હરાવ્યો. ( કાજવાની લડાઈ ) ઔરંગજેબે દારાને મારી નાંખ્યો.

૧૬૫૯ શિવાજીએ અફજલખાને કપટ કરી મારી નાંખ્યો.

૧૬૬૦ સુજા આરાકાન આગળ મરણ પામ્યો.

૧૬૬૨ અંગ્રેજને પોર્ટુગલના રાજા પાસેથી મુંબાઈ બેટ મળ્યો.

૧૬૬૩ શિવાજીએ સુરત લુટ્યું.

૧૬૬૫ શિવાજીને મરેઠાના રાજા તરીકે રાજ્યાભિષેક થયો.

૧૬૬૮ શીવાજીએ વિજાપૂર અને ગોળકોંડાના રાજા પાસેથી ખંડણી લેવા માંડી. શાહજહાં કેદમાં મરણ પામ્યો.

૧૬૭૩ વલંદા પાસેથી અંગ્રેજને સેન્ટ હેલિનાનો બેટ મળ્યો.

૧૬૭૪ ફ્રેન્ચ સરદાર માર્ટિને પૉંડીશરી વસાવ્યું.

૧૬૮૦ શીવાજી મરણ પામ્યો.

૧૬૮૯ સંભાજીને ઔરંગજેબે મારી નંખાવ્યો.

૧૬૯૦ ઔરંગજેબે રેઘરનો કિલ્લો લઈ લીધો.

૧૬૯૧ અંગ્રેજે ફૉર્ટ સેન્ટ દેવીડનો કિલ્લો બાંધ્યો.

૧૭૦૦ અંગ્રેજે ફૉર્ટ વિલ્યમ નો કિલ્લો બાંધ્યો.

૧૭૦૭ ઔરંગજેબ અહમદનગરમાં મરણ પામ્યો.

૧૭૦૮ પૂર્વ હિંદુસ્તાનમાં વેપાર કરનારી અંગ્રેજી બંને ઇસ્ટ ઇંડિઆ કંપનીઓ જોડાઈ ગઈ

૧૭૩૮ નાદીરશાહ દીલ્હી પર ચઢી આવ્યો.

૧૭૪૦ અમ્બૂરની લડાઈ થઈ—દોસ્તઅલી માર્યો ગયો.

૧૭૪૧ મરાઠાએ ચંદાસાહેબને સતારાના કિલ્લામાં કેદ કર્યો.

૧૭૪૨ ડુપ્લી પૉંડીશરીનો ગવર્નર થઈ આવ્યો.

૧૭૪૮ ડુપ્લીએ મરેઠાને રૂપીઆ આપી ચંદાસાહેબને છોડવ્યો.

૧૭૪૯ તંજોરના રાજા સાહુજીને તેના ભાઈ પ્રતાપસિંહે ગાદી પરથી ઊઠાડી મુક્યો ; અંગ્રેજને દેવીકોટા મળ્યું.